कवितारूपे

# ललितादुःखदर्शकनाटक.

परमानंददास लि॰ जीवनदासे

मूळ उपरथी रचीने

तेनी प्रथम आवृत्ति

रणछोडभाई उदयरामनी आज्ञाथी

छपावी प्रसिद्ध करी.

मुंबाई

નિર્ણય-સાગર મુદ્રાયંત્ર

संवत १९३७ फाल्गुन सन १८८१ मार्च.

મૂલ્ય આઠ આના.

# પ્રસ્તાવના.

આ પુસ્તક સમાપ્તિ મુખ્યત્વેકરી અસાધારણ ઉલટનું પરિણા-મછે. સંસાર સ્થિતી સુધારવાના પ્રયત્ન તરીકે આ ગ્રંથની શૈલી ઉંચ અભિમાન ધરાવેછે; એમ કહેવાને કોઈ પણ વિવેકી ગ્રહસ્થ આચંકો નહિં ખાય એમ હું નિશંક માનુંછું; જેનાં માનને માત્ર ગુણજ્ઞ રા૦ રાજેશ્રી રણછોડભાઈ સર્વ પ્રકારે યોગ્યછે. તેમનાજ વિચારની છાયામાં "લલિતા દુ:ખદર્શક"નો પ્રસવ થયોછે. જેણે અદ્યાપિ સુધી ચિત્ર-દર્શનના મેળાવડામાં પણ અતિશય પ્રતિષ્ટા ભોગવીછે. તેવા એક સુંદર ગ્રંથનું ખંડન કરવું એ સર્વના વિચારથી વિરૂદ્ધ સમજાશે; અને એ ભય અદ્યાપિ સજ્જડ ઠશેલો છતાં માત્ર આ પ્રસંગે ભરેલા પગલાં વિશે એટલુંજ વદવું સ્તુતિપાત્રછે કે હમણાં ઘણાં, જેમાં મુખ્ય મુંબઈના વાશિને ગાયન સાંભળવા ઉપર શોખ વિશેષ વધતો કળાયોછે. તેની અપેક્ષા આવે પ્રસંગે પુરી પડતાં તેઓ સંસાર સ્થિતી સુધારી યશાવંતપણે સુખ વર્તે એવી દીન વત્સળ પાસે અંતર ઉપાસના છે. જે જલદીથી ફળિભૂત થાઓ.—તથાસ્તુ.

આ ઓપેરા ઘણીજ ત્વરાથી રચવામાં આવ્યોછે. તેમાં વળી વખતની તંગાશને લીધે ફરીથી તપાસવાનો લાભ મળ્યો નથી; એટલે ઘણે ઠેકાણે ભુલચુક રહી ગઈ હોય; તે, તથા કાવ્ય રચનાની અપુ-ર્ણતા જે માત્ર નબળા જ્ઞાનનું પરિણામ છે તેના ઉપર સર્વ વિવેકી ગ્રહસ્થો દયા દૃષ્ટિથી જોશો એટલે આ સમયે બજાવેલી શેવાનો પુર્ણ બદલો વળ્યો એમ મનાશે.

ગ્રંથ કર્ત્તા.

## શિખરિણીવૃત.

મુની ગૌંને ભક્તી, ભુમિ ભરતને ભાવનગરે
ખિલે વૃષા રૂતે, પરિમળ શશી રશ્મિ પ્રસર્યે
ત્રિયા આદી પક્ષે, દિવસ વિધુને ભાદરપદે
ગવાવા એતોદી, પ્રસવ પરમાનંદજ વદે.
વસૂ વિધૂ સંગે, ગ્રહ ધરિતરી જો નિરખતાં
રવી આવે ભોમે, સરસ દ્રિય પક્ષ્યેજ ગણતાં
જણાશે જોતામાં, મંગળ દિન પોષે સુખલતા
વદું પ્રીતે જી૦નો, પ્રસવ અમરેલી સરસ જ્યાં.

---

## અર્પણપત્ર.

ગુણજ્ઞ રાજેશ્રી રા૦ રણછોડભાઈ ઉદયરામ–કાવ્યશક્તિ અને સ્વચ્છ ગુજરાતી આદિ ભાષામાં, આપનું અગ્રેસરપણું, સંસાર સ્થિતી સુધારવા પછાડી ઉત્તમ પરિશ્રમ, ને સ્વદેશાભિમાન પર નિર્મળ પ્યારનું ટપકતું ઝરણ; તેમજ શેવક ઉપર મુરબી સરખો ભાવ, ને આ અવસરને અનુકુળ બોધ આપવા માટે લીધેલા પ્રયાસને વાસ્તે, પ્રથમ આપના વિચારની કલ્પિત છાયામાં પ્રસવ થયેલા ગ્રંથનો ઓપેરા બનાવી આપસમાન માનવંત ને હિતેચ્છુ સદ્‌ગ્રહસ્થને અર્પણ આપવાની યાચના આપ કૃપા કરીને સ્વિકારશો.—

લા૦ આપનો આજ્ઞાંકિત શેવક,

**પરમાનંદદાસ વિ૦ જીવનદાસ શેઠ.**

परमेश्वरो जयती.

# લલિતા દુખદર્શકનો ગાયનરૂપી ઓપેરા.

બિહાગ.—પ્રભુને સ્તવિએ.

સુત્રધારઃ—ધરીયે પ્રભુધ્યાંન, કરીને સ્તુતીગાન,—ધરીએ.
ભયહારી, શુભકારીપિતા, પુર્ણકરો કામ;— ૧
વિઘ્નહરો, જયકરો ધરો, પ્રાર્થના આ આજમાન.—૨

ખમાચની સાખી.

નટીઃ—પ્રાણનાથ આજ ઠાઠ કરો શું નવો,
સજ્જન ગ્રહસ્થો શીખ ગ્રહે એવો, નાટક રસીલો કરો.-પ્રાણ૰
પ્રયોગ કરો લલિતા તણો, વણિક તણીજે બાળ;
દુઃખ પામીતે અતીઘણું, થયું કેમ મૃત્યુ અકાળ.—પ્રાણ૰
સુત્ર૰—વદવું તારૂં સત્યછે, કરીયે પ્રારંભ આજ;
સજ્જન જેથી શીખ ગ્રહે, એવું કરીયે કાજ.-પ્રાણ૰

---

## પ્રવેશ ૧ લો.

ચોપાયા.—મરેઠી ચાલ.

પંથીરામઃ—ચાલી ચાલી આખી વાટે, છેક ચરણ તળવાયા,
ભરી શકુંના એક ડગલું, પગ મારા વકરાયા;
ઘણા દિવસથી વાટજ વેઠું, મેલી ઘરની માયા,
સર્વ સહુંછું લલિતા માટે, બેનસમી ધરિ માયા. ૧
મારા ઉપર વ્હાલ બતાવે, દાઝે અંતર માંયે,
ભાગ્યે મારા અશ્વલિખીના કહ્યુંજ લેવા તોયે;
પણ એ નવમમદાઝ ધરીને, દાઝયે કાગલ કરી.
ઠીક કર્યું મેં અધિરી લલિતા, બેઠા હર્ષ ઉભારી. ૨

વ્હેલો પ્રિયનો કાગળ મળવા, ઠગવિદ્યા તેં સારી,
પણ બ્રાહ્મણ ભા ભોળાનેયે, ભમાય સે'જે ભારી;
ઉદાશ થાયેને અકળાયે, જોબન તુજ વહિજાયે,
પણ નવ ચિંતા એવડી મુજને, તૃપ્ત થૈશ જળ પામ્યે. ૩
બહુ દીવસે શે'ર જોવાથી, હર્ષે ગળે ઉભરાઈ,
કંસાર મિષ્ટ ભોજન ભાવ્યાં, મળશે આજે ભાઈ;
પ્રિતે પાટલે પૂજા કરશે, નંદનકુમાર મારી,
માન તણો લવપારનરે'શે, ધન્ય દિવસ હિતકારી. ૪

---

## પ્રવેશ ૨ જો.

### આહાપુરી—ખોલીચંદા.

**પંથી૦**—અહો વાડી દીસે સારી, ફળફુલથી ફાલી ભારી,
શિતળ છાયા છે સુખ દાતા, વિશ્રામલઉં થાય સુખ શાતા.
સુંદર ફુલ પેલું તોડી લઉં, દીસે નહિ કાંઈ સુગંધી અહું;
ધસ્યો પેલો આવે માળી, નનાસું હુતો, જે થાય તે ભલી.

### અરે લાલદેવ—રાગ.

**માળીઃ**—અરે વિપ્ર એ શું કરે કુડું કામ, લેવા પુષ્પ પોતે ધરે કેમ હામ;
ધરી શેઠ પાસ કરૂંજઈ ખડો, વિનાં પુછવે ફરે થઈને વડો.
**પંથી૦**—અરે ભાઈ શું વદે આળ પંપાળ, બ્રાહ્મણ પરશું ઓઢાડેછે આળ?
પુષ્પ તોડ્યું તે શું તારૂં ગયું? તોડ્યૂં ફુલ તે પાસ તારી રહ્યું.
( નાખેછે. )

દુર પંથથી આવ્યો છું હું પળી, પ્રવેશ્યો છું જોઈને આ વાડી ભલી;
તૃષા હું સહું ઘણી કંઠ સુકાય, પાણી જો તું પા તારૂં કલ્યાણ થાય.
**માળીઃ**—ખરે મિત્ર લાવું પાણી અહીં બેસ, કર્યો મેં આડે લાકડે આડોવેશ;
માગું ક્ષમા હું એની તું કને, મેહેર કરી કરે માફમને,
હવે ચાલ બેસીયે જઈને એકાંત, જળ આપુંકર મિત્ર ત્યાંહની વાત.
( પાણી પાય છે. )

**લાવણી.**—ગોરી ચલી સાસરે.

પંથી૦—અરે મિત્ર હવે હું જાઉં, ગામમાં જાઉં,
ઘણી ત્વરાતણું મુજકામ, કરીને આવું.
માળીઃ—શું કામ ઘણું એવું છે, ઉતાવળ બૌનું,
કર ચાકરી મુજસાથ, કામ હોય જરનું.
પંથી૦—નથી તૃષા ચાકરી તણી, નથી તેમ જરની,
હું દાસ લલિતા તણો, સુધર્માચરણી.
પંથી૦—જેના લગ્ન લઘૂથી થયાં, અતી ઉમંગે,
નંદનકુમાર દંભરાજ, પુત્રની સંગે. ૧
લઈ પત્ર લલિતા તણો, જતો તો ગામે,
તુજ સમ મમમિત્ર મળ્યાથી, રહ્યો આઠામે.
માળીઃ—કરબંધુ ફિકર નહીંકશી, વાડી નંદનની,
રહી અહિં હવે તું કરે, વાત આનંદની.
નંદનકુમાર વળિ અહીંછે, નહીંજા ગામે,
નિશ્ચિંતપણાથી મિત્ર રહેઆ ઠામે.
પંથી૦—વારૂ ઠીક થયું જે, થયું હતું થાવાનું,
લઈ આવ મેહેલથી સિધું કરૂ ખાવાનું. ૨
હશે ક્યમ તત્પર સૌ ચીજ. રાંધવા મારે,
કે મોકલશો વળિગામ, લેવા અત્યારે.
માળીઃ—કર્યાં પ્રિયંવદાને માટ, ભોજનો સારાં,
માટે જા જલ્દી તું ત્યાં કર, પગલાં તારાં.
પંથી૦—અરે પ્રિયંવદા કોણ નાર, કોણછે જાતે,
નંદન સાથે શું નેહ, રહે શા માટે? ૩

**ગજલ**—નિધે તલવાર કાઢીહે.

માળીઃ—હંડો અતી ભેદએછે ભારી, કહેતાં ન જીભ ચાલે મારી—હંડો.
પ્રથમ લઉં તુજ વચન હું, ફોડે નહિં તું મર્મ.
પછીથી ભેદ કહી તને, ભાગું તારો ભર્મ,
જાણી મુજ મિત્ર કહું તારીપાસ, રખે ફોડી વાત ઉપજાવેત્રાસ—,,

પંથી૦--આણુ મને ઈશ્વર તણી, જાણે કોઈ ન વાત,
હોયે જેવું તે કહે, પ્રિયંવદાની જાત.
રહે પાસ નંદનની શામાંટ,
કહે મનખોલિ તું દીલનીવાત.— ઉડો.
માળીઃ--ગુણિકા જાતે એહછે, સુંદરી ચતુર સુજાણ,
નંદન ના પૈસા હરે, રાખે દાસ સમાન;
ગણે નહી લેશ એનું અપમાન,
હરે ધનપણ નહીં આવેસાન.— ઉડો.
પડયો પ્યારમાં શિશુંપણે, પ્રિયંવદાની સાથ,
ધન સઘળું ઉડી ગયું પડયું પારકે હાથ,
કરી શ્રમ નહી કંઈ વિદ્યા લિધ,
વિચાર ભવિષ્યનો નહિ લેશ કિધ.— ઉડો.
ઘરવાડી વેચ્યાં ઘણાં, વેચેછે આબાગ,
દુષ્ટો મિત્ર મળી કરી, કરશે સરખે ભાગ,
મળ્યા મિત્રો બૌછે સ્વાર્થિ આ સહુ,
પડાવશે ધન ખરૂં મિત્રએ કહું— ઉડો.
પંથી૦—અરે દૈવ્ય આ શું કર્યું, પથરે જડયું રતન,
વાત સાંભળી એહની, કરશે તનનું પતન,
લલિતારે મુજ ભગિની સમાન,
થશે તુજશું જ્યારે સુણશે આ વાણ.— ઉડો.
કુળજુએ વર નહિં જુએ, અજ્ઞાની જે લોક,
એના સુખસંતોષની, સઘળી આશા ફોક;
દીએ કન્યાને ધન જોઈ, સુખપુત્રિનું નશોધે કોઈ.—ઉડો.
સુખ નહીં માતા તાતને, સુખ નહિં તનયા તન,
સુખ નહિં ભગિની ભ્રાતને, કરેજે બાળ લગન;
કજોડાના સંગે કરીશું થાય, હિણબુદ્ધિ બળમાં પ્રજાઓ થાય.—,,
માળીઃ--ઉઠો મિત્ર ચાલો હવે, જઈએ નંદન પાસ,
પૂર્ણ પરિક્ષાએ કરી, પડશે તમને ભાસ;
લઈ કાગળને જઈએ તહિં, જમો ભોજન પેહેલાં સહી.—ઉડો.

## પ્રવેશ ૩ જો.

ભૈરવી.—લાગીહે લગન તુજસે.

પ્રિયંવદા:–મુજ પ્રાણથી પ્યારા, હું જીવું નહિં વિનાં તારા,
ગુણો સર્વ જે તારા, શું વરણું હું મુખે મારા.–મુજ.
ચંદ્ર ગ્રહણ જેવું, મુખશોભે પ્યારા કેવું,
તુજ મો ભાગ્ય બુદ્ધિ બીજા ગુણછે એવા સારા.–મુજ.
સોનું વ્હાલા નહીં આપે, નસંકટો પ્યારી ના કાપે,
જીવું હું આધાર તારા, હે નંદન પ્યારા મારા.–મુજ.

ભૈરવી—નામ જાનેકા નલે યારમેં મર જાઊંગી.

નંદનકુમાર:–શીદને કરે ચિંતા હે તું મારી પ્યારી,
સોનું તુજને દઈશ હું વેચી, આ વાડી મારી.–શીદને.
વાડીને દેવાનું વેચી, લખત તૈયાર છે,
સ્વલ્પ ઢીલછે પ્યારી સહીની હવે મારી.–શીદને.
અધિકું તુજથી વ્હાલમાં પ્યારી મુજને કોનથી,
પ્રિયંવદા પ્રાણ પ્યારી, જાઉં તને વારી.–શીદને.

(માળી પ્રવેશે છે.)

રાગ.—ઓખાહરણનો.

માળી:—શેઠ નમન કરૂં મહારાજ, આવ્યો સંદેશો કહેવાને કાજ;
દૂર પંથથી બ્રાહ્મણ આવ્યો, પત્ર ચંપાનગરથી લાવ્યો. ૧
હેઠ રાખી આવ્યો તમપાસ, તમને મળવા તણી રાખે આશ;
નંદન૦—કરી કેમ આવ્યો આ મકાન, આપે આવ્યો કે કર્યું કોઈએ જાણ.
માળી:—કોઈથી ન જાણ્યું આવ્યો આપે, પાણી પુછતો સુર્યને તાપે;
પાયું નિર્મળ શીતળ પાણી, સર્વ વાતમેં ત્યાં થકી જાણી. ૩
ગામમાં મેં જતો અટકાવ્યો, તમ શેઠની પાસ હું લાવ્યો;
પ્રિયં૦—ધન્ય ધન્ય માળી તુજજાત, ઠીક જાણે તું વાતનો ઘાટ. ૪
કહું નંદન હૃદયે ધારો, માળીનોજ પગાર વધારો;
નંદન૦—રૂપીયા પાંચ પગાર વધારૂં, કીધું કામ કળાયુક્ત સારૂં. ૫
જા આવ પછી કહું અત્ર, લખ્યો કોણેછે વાંચી એ પત્ર.

(જાયછે.)

**અમાચ.**—આજ શામ મોહે લીયે બાંસરી.

પ્રિયં૦—શેઠજી આવ્યોછે બ્રાહ્મણ, ચંપાવતી નગરથી,
ચંપાવતી નગરથી, સંદેશો લાવ્યો તવરથી.—શેઠ.
પત્ર લાવિયો તે શુભ, વાંચી જુઓ રાજમાન,
શેઠજી ઉતર લખો, જાયજે એ તવરથી.—શેઠ,

**ગુરૂ ગોવિંદના મહિના.**

નંદન૦—વાંચો પત્ર તેમાં શું લખે, સમજાવોરે,
જેમ તમને ગમે તેમ 'બાઈ,' સદેશો કહાવોરે.
પ્રિયં૦—નંદન એ શું વદો તમે નહીં જાણોરે,
પત્ર લખજો, લખજો પ્રણામ, પ્રિય મારૂં માનોરે.
વાંચુ પત્ર હવે મન ધરો, એક ચિત્તેરે,
તમ પ્રિય પ્રિયાનો પત્ર, સાંભળો પ્રીતેરે. (વાચેછે.)

**દેશાનીગત.**

સ્વસ્ત શ્રીરે સ્નેહપુર સ્થાન, શોભે સારૂંરે,
એમાં વસો અમારા પ્રાણ, ચિત્ત ચોરી મારૂંરે. ૧
પ્રિય શુભોપમાને યોગ્ય, પુજ્યારાધેરે,
છોજી ચતુર શિરોમણીનાથ, ગુણસૌ સાધેરે. ૨
ચંપાનગરથી લખિતંગ, લલિતા દાસીરે,
તમ વિયોગે રહે દિનરાત, બહુજ ઉદાશીરે. ૩
આજ જોયાં તમારૂં મુખ, થયાં બહુ વર્ષરે,
તેથી જોવાશશિસમ મુખ, હૃદેછે હર્ષરે. ૪
આણું આવ્યા નીરે વાટ, મેં મસ જોઈ છે રે,
બહુ વિત્યા હવે તેંહેવાર, આશા ખોઈછે રે. ૫
સૌ તમનેરે જોવા કાજ, બહુ ઈચ્છેછેરે,
તેમાં મારૂં મળવા માંટ, મન તલસે છેરે. ૬
પિયુ ડાબું તમારૂં હું અંગ, અધૂરૂં હોઉંરે,
ત્યારે શોભીતી તમ જોડ, સાથન સોહુંરે. ૭
તે માટે દિનને રાત, રટણુજ કીધાંરે,
ઉપયોગી સર્વે શાસ્ત્ર, શીખી લીધાંરે. ૮

મુજથી ન્હાનીરે ઘણીબાળ, પિયુશું શોભેરે,
તે દેખીરે મારૂં દિલ, મળવા લોભેરે. ૯
સૌ સખીનેરે જે જે સુખ, દુઃખ તે મારેરે,
કોહોજી કોમળ હૃદયનાં કંથ, ટળશે ક્યારેરે. ૧૦
થાય રટણ દિવસને રાત, અન્ન ન ભાવેરે,
જંપાશેરે નંદનલાલ, આણિ આવ્યેરે. ૧૧
આ વિનતિ વાંચી મુજ પ્રાણ, વેગે વળજોરે,
જાણો દાસી તણીજો દાઝ, આવી મળજોરે. ૧૨
જે ભૂલ ચૂક કાંઈ હોય, મળીને કે'જોરે,
મારા પ્રણામ સહસ્ત્રજવાર, માની લેજોરે. ૧૩

**ગજલ.**—કૈસે દાલાદેખો બરયારકે.

**પ્રિયં૦**—(ખેદયુક્ત) પ્રાણનાથ હવે મુજ સાથ નહી વાત પ્યારની,
વાત પ્યારની નહીં કંઈ શાંતિ કારની.—પ્રાણ૦
સુખ સંતોષ ભોગવો, તમ નારીકેરા સંગમાં,
સુખિ થાઓ તમે નરનાર, શાંતિ થાઓ અપારની.—પ્રાણ૦

**હુમકું છોડચલે બનમાધ-એ ચાલ.**

**નંદન૦**—નતજું પ્રાણ, વ્હાલી મારી,
પ્રિત લાગી સાથે મુજ તારીરે.—નતજું.
તુજવણ મુજને ઘડી ન ચાલે, રહેન જળવણ જયમ મીનરે,
રોષ ઉતારી વાત કરે પ્યારી, વચન લે આતજુંનિજનારીરે.—૧

**પ્રિયં૦**—નતજું પ્રાણ વ્હાલા તું મારા, પ્રિતલાગી સાથ મુજ તારારે.—ટેક.
જાઉં પ્યારા હવે મહેર કર મુજપર, કાંચન તું મોકલાવીરે.
હેત દેખાડે વ્હાલા મારા પ્યારા, જાઉં હુંતો તુજપરવારી વારીરે—,,
(જાયછે)

**ભેરવી.**—કરવટિયાં લેનદ.

**નંદન૦**—પ્રિત ઘણીતો અકળાવે, પ્રિતની રીત પ્યારી ન્યારી ગણતાં.
ગઈ મુજ પ્યારી ચેન પડેનાં, ઉર અકળાયેમસ્ત વિયોગ પડતાં—પ્રિત૦
પ્રિત જોડાણી સાથેજ એનાં, ત્યારથીછે હર્ષ અંગે વધતાં.—પ્રિત૦
સ્નેહ કરી મેં સુખ માણ્યું સારૂં, આશ ઘણી વળી તાતજ મરતાં.—,,

ખીક રહે કંઈ એનીજ માત્ર, મટશે જહિદએ પીડા ઉપડતાં.— ,,
વિપ્ર વળાવું પત્ર લખીને, જાયજે જલદી અહિંથી નડતાં.— ,,
પેટીએ લાવે માળી થૈ વેલો, વાર થશે બહુ કાગળ લખતાં.— ,,
( માળી કાગલની પેટી આપેછે ને કાગળ લખેછે. )

---

## પ્રવેશ ૪ થો.

### નંદનકુમાર ને માળી.

### બેહાગ ખ્યાલ ચોતાલો.

નંદન૰—હે માળીરે ભાઈ, લાવે વિપ્રને પત્ર આપે એમને હાથે૰
વા'રે વિપ્ર તમે આવ્યા સભારતાંને વાર.—હેમાળી.

પંથી૰—આપું કાને હું પત્ર?

નંદન૰—એનેરે.

પંથી૰—એને તે કાનેરે?

નંદન૰—દેખું મૂરખ તને મુજના સમહું.—માળી,

માળીઃ—આજ્ઞાજી.

નંદન૰—સમજ દે.

માળીઃ—એને ઘેર દેજેરે.

નંદન૰—(મારીને) મૂર્ખ અજ્ઞાન હે માળીરે.

( પંથી૰ માળીને કાંનમાં કહેછે.)

### ગિતીવૃત.

માળીઃ—પત્ર લલીતાનો છે, દેજે એને જૈને નિજ હાથે.

નંદન૰—સમજ્યો શીખ હવે તું.

પંથી૰—હું તો જાઉં વાત લઈ સાથે.

નંદન૰—વાત કહે તે શીછે?

પંથી૰—વાડી વેશ્યાની જે મેં જાણી.

નંદન૰—વદ જલદી ક્યમ જાણી?

પંથી૰—વિપ્ર વદે નિજમતથી તેવાણી.

પંથી૰—ગુણિકાની પણ ચેષ્ટા.

નંદન૦—ભાઈ લે બક્ષીસ તું જા અહિંથી

પંડપરના અલંકાર આપેછે, તે લે છે.)

નંદન૦—કોને વાત ન કે'તો.

પંથી૦—ખોટી ન થતાં ગમન કરૂં અહિંથી.

(જાયછે.)

---

## પ્રવેશ ૫ મો.

### માળી-પંથી.

રાગ.—સુનલો તુમેરી ગુરૂતગુ.

પંથી૦—કેવી ખવરાવી લાતમે?
માળીઃ—ભોગ હતાં મુજતે સમે;
માળીઃ—નામન દેતજો એ સમે, એવી હાંસીતો નાગમે.—કેવી.
પંથી૦—વાતથી પાણી જાણતાં, નિશ્ચય થવાને તાણતાં,
વાત છેડી જોઈ જાણતાં, જઈને કહું લલીતા કને.—કેવી.
માળીઃ—મૂરખ પોતે મીત્ર ઠગ, છળદાસનીતો ના'વેરગ,
કારણ છંદનો છે એ ઠગ, ગુણિકા એને પ્રીતે નમે.—કેવી.
મિત્ર સારો નહિ એક પણ, હાથ છે તંગ દ્રવ્યવણ,
પ્રિયં છળછે ત્યાં લગણ, વેચશો નળિયાં અનુક્રમે.—કેવી.
પંથી૦—(અરે)-લલિતા તાગ ભોગશા, થાશો હવે તુજ શીદશા?
ક્ષમા કરવાંક જે થ્યા કશા, પ્રાતરે જઈશ હું દેશમાં.—કેવી.

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ રાજમાર્ગ.

કલ્યાણ—સુખમાં પોઢો તમે.

પંથી૦—નગરી શોભેછે આ, ઇંદ્રપુરિજેવી,
સુખશાંતિ મળે ઇંદ્ર, નગરીના જેવી.— નગરી૦
શિખરો દેવળના, શોભે ચંદ્રજેવાં,
ઘરની હારો દીપે, સુંદરકેવી.— નગરી૦

વર્ણન નહિં થાય, કવિ વણકોથી.
નગર સુંદરતા, ઝળકેછે એવી.— નગરી૦
ધરદંભરાજનું, દીઠું હવેમે,
પત્ર ખબર મારે, શમસ્યા કહેવી.— નગરી૦
(અંદર જઈને.)

## પ્રવેશ ૭ મો.

### દંભરાજની ખડકી.

સોહાગ.—વાડ થઈને ચીભડાં ગળે.

પંથી૦—દંભરાજ વિવેકી ગણાય, સુવર્ણ સરખી શોભે કાય,
તન તારોછે નને નામ, કષ્ટલતાછે એજ તમામ.
છે પરણાવ્યો આઘે દેશ, નારી સારી બાળેવેશ,
ગુણ સાગરને રૂપ ભંડાર, બુદ્ધિ શાળી શાંતિકાર.
લ અક્ષરથી નામ જોડાય, તેડાવ્યેથી વિઘ્ન તજાય,
હાના કરતાં આળસ થાય, હાનિ થશે બોઅહિંને ત્યાંય.
વણસે નિશ્ચે કામ વિશાળ, અટકે આવી બાંધ્યે પાળ,
સમજો શાણા મોટા શેઠ, વકરી ચિંતા તણી નિજ પેટ.
હવેલીયો બેશોભેસાર, વાડીજાય ગણો નિરધાર,
છછે નામે નામ બોલાય, કારણ કષ્ટ તણુંજ કથાય.
મકર કુંભને વૃષભસંગ, વાણી સત્ય કરો નવ ભંગ,
લેવા દેવા નહિં લવલેશ, જો એ ચાલી દુર પરદેશ.
(જાયછે ને બોલાવેથી આવેછે.)

### મહિદીપવૃત પ્રયાત.

દંભરાજ:—સત્ય સત્ય સત્ય વચન, સત્ય તારૂં ભાઈ,
અક્ષરો કયેલા તેની, માનીમેં સચાઈ.—સત્ય.
છછે નામે છળ દાસ, લએ લલિતા ડાહી,
નને નામે નંદનતન, મુંજ નીછે લાહી.—સત્ય.
ધૈર્ય ધારી રાખી ચિત્ત, કાઢતાં વડાઈ,
ઠીક વાત કરી તમે, સદકરી ભલાઈ.—સત્ય.

## પ્રવેશ ૮ મો.

ગજલ.—દીલે દરદી હાલ દેખીને

પ્રિયંવદાઃ—રહેદાસી વાટ જોઇને કેમનાવ્યો છળદાસ હજુ આવાર.
સોનુ તે વાડીના દામોનું, લઇ હજી નાવ્યો ઠગાર.—રહે.
ઠગે મને હમેશ તોય, કહેવળી રાખી નથી જુદાઇ. ( આવેછે.)
અહો ખરે એજ આવે ઠગ, ભલે આવ્યા થઇ બહુવાર.—રહો.

( જેવો છળદાસ આવેછે તેવો પંથીરામ ડોકાબારી વાટે દાખલ થઈ પલંગ નીચે સુઈ જાયછે.)

ભેરવી.—કહું કયા ફલકકા સતાયા હુમે.

છળ૦—બાઈ સોનું હું લાવ્યો તમારૂં, મેહેનતનું મુલ આપો હમારૂ.
પ્રિયં૦—જાઓ ભલા બોલો એમ તમે શું ?
લઈ નિજ ભાગ વદો શું આકારૂં બાઇ. ( મુકેછે. )
છળ૦—ઠગવાને શું કામ યત્ન કરૂં હું, સોનું આ સેજની નીચે મુકુંછું.—,
પ્રિયં૦—સાંભળો વાત કહું નવી તમશું, લલિતા રૂપીસાલ પાસેછે આવ્યું.—,
છળ૦—વાત જાણીને ઉદાશી થયો છું, તે બ્રાહ્મણે આપણું કૃત્યછે જાણ્યું.—,,
છળ૦—નંદનના ઘરેણાં લઈજાતાં, મોકલી મારો એને મારવા કાવ્યું.—,,
(પંથીરામ ધ્રુજેછે.)
પ્રિયં૦—ઠીક કર્યું ધન્ય સાર્થક સારૂં, ધૈર્યે બજાવ્યું છે કામ તમારૂં.—,,
પ્રિયં૦—નંદનને ભંભેરો જઇને.
છળ૦—જાઉં હવે ઘણું થયું છે અસુરૂં.—બાઇ,
(જાયછે.)

પ્રથમ અંક સમાપ્ત.

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ, ચંપાનગરી—જિવરાજની હવેલી.

ભેરવી—મેંતો ઠાલીજપુંરામમાળા.

કમળા૦—સુણો નાથ કહું વાત મેં સાંભળીરે,
મેં સાંભળીરે, છે લલિતા તણીરે—સુણો.

સ્થિર નથી મન, પુત્રી તણુંરે;
શીખે નહિં કંઈ હવે વિદ્યા ભલીરે.--સુણો.
યુવનાવસ્થા, પુત્રીની થઈ.
સાસરે મોકલી, કરીએ મોકળીરે.--સુણો.
જાઉંછું હમણાં, મંદીરે એને;
વાત પુછી, સર્વ ભર્મ લઉં કળીરે.--સુણો.

સોરઠ—મૃગાનેણીરે તારો.

જિવરાજઃ—તર્ક તારો સારોરે પ્રિયા જા વ્હેલી વ્હેલી,
પ્રીતથી આસના વાસના કરજે;
શીખામણ દેજે ભલી.—તર્ક.

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ, લલિતાની મેડી—પ્રથમ એકલી પછીથી તેની મા.**

કોણ કરે ઉદ્ધાર, મભુવણ કુણ કરે ઉદ્ધાર—એ ચાલ.

લલિતાઃ—દીનદયાળ કૃપાળ, પ્રભુછો દીનતણા પ્રતિપાળ,
આતુરતાથી વાટ પંથીરામની,
જોઉં થયો ઘણો કાળ.—પ્રભુ.
ચિંતા થાયે વિવિધ પ્રકારે,
આપે તું ભ્રાતની ભાળ.--પ્રભુછો.

( ઢળી જાયછે ને તેની મા આવેછે.)

ધૃપદ જેજેવંતી—તુજજય સુકિર્તિ પ્રકાશ.

કમળાઃ—પુત્રિ શાણી કયેમ છે ઉદાશ હે વ્હાલી રે;
લલિતાઃ—વંદન કરૂં માત,
ક૦—અસુખ કાંઈછે થયું બ્હેન ?—પુત્રી.
પંથીરામ નહિં દીસે, વિપ્ર ભલો કયાં ક્રમ ?
લ૦—પત્ર ગયો લઈને, સ્નેહપુર માની, કુણ--પુત્રી.

જોગીયો આસાવરી.—પડું છું વિખુટોપ્રિયા—એ રાહ.

લ૦—હું—દુષ્ટ ભાવિક સ્વપ્નથી, માતા ભયભીત થઈ;
શુદ્ધિ બુદ્ધિ મારા શરીરની વિસરી ગઈ.--દુષ્ટ.

ઘાત મારા નાથનો કોઈ દુષ્ટિએ કર્યો;
નાથનું કાંચન લઈ મને, ખાડે નાંખી.—દુષ્ટ.
કમળાઃ—સ્વપ્ન સાચું નહિં કદા, પુત્રી ધૈર્યતા ધરે;
સાસરે મોકલશું, પત્ર સ્નેહપુર લખી.—દુષ્ટ.
શાંતથા વ્હાલી, શાની થૈને, વ્હેમીથા ભલી;
જાઉં મંદીર શાણી શાંતિ, લે મને ધરી.—દુષ્ટ.
( જાયછે. )

---

## પ્રવેશ ૩ જો.

### દુહો.

લલિતાઃ—આવે પંથીરામ તે, કરીને રૂડું કર્મ;
શાંતિ કરવા હૃદયમાં, પુછું રીતે નર્મ.
( પંથી રામને જોવાથી. )

### રાગ કાફી—આધવજી સંદેશો.

લલિતાઃ—પંથીરામ પ્રણામ સ્વિકારી બેનીનાં,
આણી ઉરમાં બેનીપર બહુ હેત જો;
સંદેશો સંભળાવો સાસરીયા તણો,
જેથી થાયે હર્ષે અંગ સચેત જો.—પંથી૦
સસરો મારો શું કરે, સુખીયા કેમરે ?
છે તો સર્વે સુખિયાંને સુખ સ્થિર જો ?
હોંશ વધીછે સાંભળવા સાસુ તણી,
આરોગ્યતાને સ્વચ્છ પ્રદિપ્ત શરીર જો.—પંથી૦
નાનકડી નણદી તે બાંધવ શું કરે ?
છે કેવો કહે મુજ નણદીનો વીર જો;
સાંભળતા જે ખુશી ઉરમાં ઉપજે,
પ્રિતે આપું ભેટ ભલી મુજવીર જો.—પંથી૦

### હરિગીત છંદ.

પંથી૦—બેની ગ્રહો આ પત્રને, વિવેકથી બહુ વાંચજો,
સંદેહ લવ ઉરમાં અડેતો, ઝટ લઈને પુછજો;

વળી પુછ્યું આપે પ્રથમમાં તે જાણશો ઠીકઠાકથી,
કદી ઈચ્છશો મારા મુખેતો, કહીશ તે સઘળું કથી.

( પરમ હર્ષે પત્ર લઈ, વાંચીને નિસાસો મુકીને. )

બેત.

લલિતાઃ—પંથીરામ, પંથીરામ, કરેશું સદા ચેષ્ટાની વાત,
બળવા બેનીને શું કરે ? ઠગવાનો ઘાટ.
શું નહોય વિદ્વાન મારા નાથ ? જે ધનવાનના તન,
પિતા સદગુણી શું નહીં આપે?લાભ વિદ્યાભ્યાસનો કરીને જતન ?
પુજ્યા રાધે શું ? શું બાઈ શ્રીપાંચ સર્વે ઉપમાં લાયેક ?
કાગળ નંગ એક શું ? ને શું બ્રાહ્મણ નંગ એક ?
નહીં નહીં પંથીરામ, નથી આ ચેષ્ટાનો કાળ;
મન માનીને મશ્કરી, મને કાં પડાવે ફાળ ?

પંથી૦—અરે બેની મારી વ્હાલી ભગિની, નથી કરતો ચેષ્ટા અવાર;

લલિતા૦—મુકી શર્મ કહે ખરેખરૂં, જેવું હોય તેવું ત્યાર૦

( પાસે ઉભવાથી પાઘડીમાંના કાગળપર દ્રીષ્ટિ પડી તે લઈને. )

અરે પણ આ શું ? પત્ર મારો આ રહ્યો ગયો નથી ક્યાંઈ;
સોંપ્યું કામ ખાનગી, ત્યારે રમ્યો આ ઠગાઈ ?
ભાઈની પેરે પાળી, સોપ્યું કામ અગત્યનું વિશેષ;
ત્યારેજ રાખી પાઘડીમાં પત્ર, સાર્યો શત્રુનો દ્વેષ.

( અલંકારનું પોટકું પડી જવાથી. )

પંથી૦—વળી તુ ક્યાં પડેછે ? બાળેછે ? બળતાને આવાર;

લલિતાઃ—જોઉં એ શેનું પોટકું ? ને શું છે તેમાં ભાર ?

( આચંકી લેછે. )

સત્યાનાશ વાળ્યું અરે પાપી દુષ્ટ—
ચંડાલ આ શું વાળ્યો દાટ ?
ધનને ખાતર કર્યો, મારા પ્રાણનાથનો ઘાત.

( પડી જાય છે તે જરાવારે બેઠી થઈને. )

ભેરવનું ધૃપદ—જેને જેવું સમજાય.

લલિતાઃ—પુર્ણ પાપી પંથીરામ, કીધું કૃત્ય કુડ કેવું ?
માર્યો પુર્ણ મારવેરે, ધૈર્યના ધરાયરે.—ટેક.

પાળિયો સમાને વંશ, ત્યારે દીધો ઝેરી ડંશ;
બાળથી રંડાપો દીધ, જન્મ બાળી હાયરે--પુર્ણ૦
જાણ્યોનો'તો ઝેરી સાપ, જન્મ આમેં બાળવાને;
ગાત્ર કાપી ભાગ્યું વહાણુ, મધ્ય સિંધુ માંયરે--પુર્ણ૦
લાલચે સુવર્ણ તણી, કીધી આશા વ્યર્થ સર્વ;
દેત હું પાસેથી સોનું, તું દઇ સમાનરે--પુર્ણ.

## દુહો.

ચંપા૦—એની બોલોમાં અતી, કડવી કડવી વાણ;
સત્ય કહું સંક્ષેપમાં, કરી નહી લંબાણ.

**કાવ્ય છંદ**—અથવા રોળાવૃત.

પોચ્યો શેર સમિપ, હર્ષ ધરીજ જે વારે;
વાડી દૃષ્ટે પડી, ઓપતી'તી ફુલહારે. ૧
નિકળી નંદન તણી, હતા પોતે આરામે;
દીઠી ગુણિકા સાથ, પ્રિયંવદાને નામે. ૨
કીધો છે વશ નાથ, ખળ ચતુરીએ નારે;
પત્ર વાંચ્યો તમ તણો, કરીને ચેષ્ટા ભારે. ૩
આપી નંદન હાથ, પત્ર પાઠવવા કાજે;
ગેદાખીને મ્હેલ, કાંચનને પણ કાજે. ૪
વેચી વાડી દામ, લઈ કંચન મોકલવા;
કહી નંદન તે વાર, પછીથી બેઠા લખવા. ૫
અહી ઉત્તર જઇમેં, છુપાવા બક્ષિસ લીધી;
જઈ તુજ સસરા પાસ, શમસ્યા સર્વે કીધી. ૬
ઓળખીને છળદાસ, પ્રિયંવદા ઘેર પળિયો;
ડાકા બારી વાટ, સેં'જ પુઠે સંચરિયો. ૭
સોનું વાડીનું અર્ધ, મુક્યું સેજ ઓશીકે,
જાણ્યું બોલ્યે તેહ, કાગળ છળ૦ ને વાંચ્યે. ૮
નાખી દીધો તર્ત, તુચ્છ કહીને એણે;
લઈ લીધો ઝટમે, શક ઉપજાવ્યો જેણે. ૯

કીધો મારો પૂઠ, વાટ આવી ગઈ બીકયે;
તમ મેં'રે આરોગ્ય, આવ્યો છઉં હું ઝીંકયે. ૧૦

(લલિતા પડી જાયછે ને તર્ત.)

રાગ ભેરવી—નમુ હું નમુ હુંરે.—એ ચાલ.

લલિતાઃ—અરર અરે ઈશ, થયો કોપ શું,
નિર્દોષ હું કેમ સંકટો સહુંરે, ધાવારતું—અરર૦
મનના કોડ, સુખકારી, થયા આજથી દુખકારી;
બાળપણાથી અકારી, જીંદગી થઈ પ્રભુ મારી૦—નિર્દોષ—અર૦

માલિની વૃત્ત.

પંથી૦—કર નવલવ ચિંતા, ખેદ દીલે ધરીને,
ભય તુજ ગુણલીધે, જાય નિશ્ચે સરીને;
ગતિ કર ગુણ વિશે, લેખ લીખ્યો લલાટે,
સુરજન શિશુ મોટા, સર્વ સર્પે પલોટે. ૧

દુહો.

આવીશ સાથે શાંત થા, તજને સૌ પરિતાપ;
સુઃખ સમાગમ પામશો, મહીશ તણે પ્રતાપ.

રાગ કલ્યાણ—ચાકર તેજે પાળે બોલ.

લલિતાઃ—બની ગઈ જે પુર્વે વાત, ન બની બનશે નિશ્ચેન માન;
સેવું સર્વે જાતેનીજ, જરૂર ઉપાય ન ભાસે બીજ.
કંચન લઈજા અહિંથી દુર, જોતા પીડેછે ભરપુર;
મરજી પ્રમાણે કરે ઉપ્યોગ, થાશે હશે જેમ સરજીત યોગ.

---

## પ્રવેશ ૪ થો.

### લલિતા ને પ્રભાવતી.

શાર્દુલવિક્રીડીત વૃત્ત.

પ્રભાઃ—દીસે ભાર રહીત ચારૂ મુખડું, શામાટ ફીકું પડી,
ઓછું આણી ઉદાસ કાં મનવિશે, ખોટા વિતર્કો ઘડી;

ગોરા ગાલ ગુલાબના ગળિ ગયા, શાથી કહે આ ઘડી?
મેણા મારથકી ઉદાશ થઈ કે, સાહેલી સંગે લડી૦—૧
ધારા આંસુતણી પડે પરજળી, દીર્ઘાક્ષિમાંથી ઢળી,
ફીકો ભાગ કટીતણો થઈ ગયો, જે ઓપતી પાતળી;
છુટા કેશ શુશોભિતા વળી દિસે, વેણીજ ઢીલી પડી,
દુખાવ્યું દિલ દોયલું પ્રિયહલા, કોણે કહે બેનડી?—૨

### લલિતવૃત્ત.

લલિતાઃ—મળિ પ્રભાવતી કોડ તેં કર્યા, પતિ વિહારથી સુઃખ બાંચર્યાં;
મસ અભાગિ છું માત્ર એકલી, સરસ માહરી વેંઠી જોડલી.
પ્રથમમાં હતી આશથીભરી, થઈ નિરાશ તે છેક બાવરી;
મળિન રાશતો થાય શું ફરી, પતિછતાં સખી વિંધુરી ઠરી.
પ્રભા૦—વદ યથાસ્થિતે થૈ ઉતાવળી, ખબર સોચની શીરીતે મળી;
નિમિત ક્યાથકી સત્ય તે ગણી, પુર ઉદાશને બાવરી બની.

### સિતાજીના મહિનાનો રાગ.

લલિતાઃ—સ્વામિ સંગાતે રાચવામાંટ, તલસી રહેલ દીલને;
કરવા શાંતિ પ્રેર્યો પંથીરામ, દેવા પત્ર પિયુને. ૧
આવી વિગત કહી દુઃખદેણ, પતી મારાતણી;
રાખી વેશ્યા ખુએ ધન માલ, જરૂર મારી નહિં ગણી. ૨
ગણે લેશન ભય માત તાત, શરમ તજી સર્વની;
વિદ્યાછે નહિં નામ ભણેલ, ભોંડે હામ ગર્વની. ૩
વેચ્યાં વાડી હવેલી ને હાટ, નિચાંની સંગે ચડી;
એવા મુરખ નાથને હસ્ત, પાપે મારા જઈ પડી. ૪
નિશ્ચે બાળ્યા હશે વનવૃક્ષ, બુરાવી કુનાળને;
હશે માર્યા છોડાવીને મેં, ધાવંતા બાળને. ૫
કરી હત્યા હશે અગણિત, વળી વર્ણ ચારની;
તેના પાપનું ફાલ્યું દુઃખ, કરૂં શું વિચારની. ૬

### રાગ ધનાશ્રી.

પ્રભાવતીઃ—ભય સમિપ છતાંપી, ધૈર્યના છોડ હારી;
પ્રીત કળ લગાડે, થૈશ સુઃખે વિહારી.—ભય.

તજ હૃદય વધેલી, દાઝ દીલેથી તારી;
ગુણ વિનય પ્રતાપે, ઈશછે સાહકારી.--ભય.

( અવાજ સાંભળવાથી.)

દોહરો.

લલિતાઃ—બોલાવેછે જે મને, સ્પષ્ટ બોલ સમજાય;
મળતો આવે તાતને, ચાલો જૈએ ત્યાંય.

( જાયછે. )

---

## પ્રવેશ ૫ મો.

રામા મોરી ગાગરીયા ફોરીરે.—રાહ.

જિવ૦—પુત્રિ શાણીરે સાસરીએ સિધાવેરે,
વસ્ત્રાલંકારો લેજે, જે મન, તારેભાવેરે.--પુત્રી.
કમળાઃ—દાસ દાસીઓ આવે સંગાતે,
લ૦—ભલે પંથીરામ આવેરે,
નિશ્ચે મોકલો માતા પિતાએ ભ્રાત ભલાને,
પ્રભાઃ—ગોઠવણ શુભ મારે મન ભાવે.--પુત્રિ.

---

## પ્રવેશ ૬ ઠો.

રાગ-પીલુ ઠુમરી—ગોમતી માત તારે આધારે.—એ ચાલ.

બધાં—સાસરે સિધાવ શાણી, શીખ ગ્રહી માતા તણી,
કર સિદ્ધ કામ છે આ, મુહુર્ત શુભકારી.
બાપુડી બિરાજ વ્હાલી, રથમાંહે પુત્રિ ડાહી,
લઈ પ્રભુ નામ કરે, તારૂં જયકારી.--સાસરે.
લલિતાઃ—માતા વિછુટીપડું, જીવ અકળાયે ઘણો,
કમળાઃ—સાસરે જવું જગમાંએ પુત્રિ હીતકારી.
પ્રભા૦—સંતોષ ગ્રહી સખી શાણી સીધારે,
લાગે વિયોગ તારો, અતી દુખકારી;
નિશ્ચલ પ્રિતીથી સેવજે પતીને,

ક્રમ૦—તજી પર નિંદા રહેજે નિજ ધર્મધારી;
પ્રભા૦—પાઠવજે પત્ર ખમે દીનને અંતરે વ્હાલી,
લલિતાઃ—માતા મારી સજની, છઉં તમને આભારી.—સાસરે.

અંક ૨ સમાપ્ત.

---

## અંક ૩ જો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ, વગડો માર્ગ.

હોરી—ફાગનકે દીનચાર.

પંથી૦—
અરે મારી—બેની આવનછે અઘોર—અતીશે,
પ્રાણીના શબ્દ કરે વનઘોર—બેની૦
હસ્તી અંકુશ રહિત જેમ હોયે, પર્વતો તેવા આ રાજે;
વૃક્ષ ઘટાએ દિશા નવસુજે, પક્ષિયો કરે બહુ શોહોર—અતિશે. પ્રાણીના૦
જંગલ બેની આવ્યાં વટાવી, શેહેર સમિપ બીરાજે;
ઓ પેલી વાડી દ્રષ્ટે પડે છે, હવે—આવ્યું મને પગ જોર—અતીશે. પ્રાણીના૦
ચાલો બેની પેલી વાડીએ જંઈએ, મિત્ર માળીને મળીએ;
નંદન પણ વળી ત્યાંજ હશે આજે, થાશે—હવે ઉઝણુપોર—અતીશે. પ્રાણી૦

( જાય છે. )

---

### પ્રવેશ ૨ જો.

સ્થળ, નંદનકુમારની વાડી.

રાગ કાફી—હોરીનું પદ—રઘુવિરને વિંનતી મારી.

માળીઃ—પંથી રામ પ્રણામછે ભાઈ—મિત્ર—
કેમ ક્ષેમ કુશળ લલિતા બાઈ—પંથી.
પંથી૦—મિત્ર માળી કેમ ક્ષેમ કુશળ છે? કેમછે નંદનશેઠ?
મંદિરદ્વાર કાં બંધ દીસેછે?

માળીઃ—શેઠ ગયા નાશી કયાંઈ, વાડી જુજ દામે વેચાઈ—પંથી.
લલિતાઃ—સ્વપ્નું આવ્યું કે ખરેખરૂં છે આ, ઉંઘું કે જાગું શું ભાઈ?
પંથી૦—શાંત થા એની નહીં અકળા ઘણું.
માળીઃ—સાસુ નણદીની સેહેજો આડાઈ, રેહેજો નિજ ધર્મથી બાઈ—પંથી.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ, દંભશજનું ઘર-કજી૦ કર્કશા, પંથીરામ વિગેરે.

ગુજલ—ગઈ એક બચેક જો હવાપલક.

કજીઆબાઈઃ—માતા શીખ માનુન તાતની, આપીછે જે ભુંડી ભાભીવિશે;
શું કામ સઘળું હું કરૂં, શેઠાણી થઈ બેશી રહેશે—માતા.
કર્કશા—શાંત થા પુત્રિ સર્વથા, સર્વ ઘાટ યુક્તિથી રચ્યું;
સત્યાનાશ વાળ્યું એના પગે, ડાઘ દીલથી એન કદી ખસે—માતા.

( લલિતા અને પંથીરામ, પ્રવેશ કરેછે. )

કંગનવા મોરા કરસે—એ ચાલ.

લલિતાઃ—સાસુજી બા સામાન્ય હું વંદન કરૂંરે.
કર્કશાઃ—છે માત પિતા તમસારાં?
લલિતાઃ—સમાચારા કહાવ્યા સારા—સાસુજી.
કજીઆબાઈઃ—ભાભી ભલે આવીરે, ઘરકામલે ચલાવીરે.
લલિતાઃ—ચિંતા નહિં ધરશો બાઈ, તમે કહેશો તે કરશું.
કજીઆબાઈઃ—ખાલી મુજને હોમેશું!
લલિતાઃ—કહું બાઈ તમ આજ્ઞાથી સૌ કામ કરૂંરે—સાસુજી.
,, છેતો સ્થિતી રૂડીરે?
કજીઆબાઈઃ—પગલે તારે ભુંડીરે;

(વચ્ચે બોલી ઉઠેછે.)

પંથી૦—દોષ ખોટો કેમ દીયેરે.
કજીઆબાઈઃ—પીટ્યા વચ્ચે કાં બોલે?
પંથી૦—કજીઆનુ નામ તોલે.
લલિતાઃ—અલ્યા પંથીરામ કાં બળતે ઘી હોમેરે?—સાસુજી.

કજીઆબાઇઃ—બળે ઘર તારૂંરે,
પંથી૦—બોલે તો પગ વાઢુંરે,
લલિતાઃ—યોગ્ય સાંભળવાનેરે,
પંથી૦—શંખિણી શબ્દ ન સાંખું,
કજીઆબાઈઃ—પીટ્યા કાંણુ તારી ભાગું,
પંથી૦—ચોટલે સાહી હમણાં ઘરની બહાર કાઢુંરે.
લલિતાઃ—શું નણદીબા ઘર છિદ્રને કરો ઉઘાડુંરે !

( કેટલીક સ્ત્રી પ્રવેશેછે. )

લાવણી કલ્યાણ.—સુનો સજન તમહમ મુખ—એ ચાલ.

ગુલાબ૦—વાહ! કજીઆબાઇ આ શું કરો, નિજ નામનો ગુણ ભજવો,
નમ્ર લલિતા વહુ આવી હમણા, શુકને ગુણ જણુવો;
૧ સ્ત્રીઃ—જા મારી બાઈ તું એમશું બોલે? બોલ કહે કડવો,
૨ સ્ત્રીઃ—બેહસ્તવણુ કાંઈ તાળી પડે નહીં, પુખ્ત વિચાર કરવો.

જુલ.

કજીઆઃ—કર્મે લખ્યું સેવું, મારે દુઃખ કોન કેહવું?
કર્કશાઃ—હૃદય ન દુઃખ ધરવું, બેની કઠીણુ હૃદયે રહેવું.
,, ભાગ્ય મારૂં કેવું? ખોયા પતિ પુત્રને એવું,
કજીઆઃ—ભ્રાતલજ્ઞ જેવું, થયું ભુંડું અમારૂં તેવું;
લલિતાઃ—દોષ મારો શો ગણુવો—બેહસ્ત૦—વાહ !
ગુલાબઃ—જાત સ્ત્રીની લજવો, વચે રહી દુષ્ટાઓ શું લડવો.
કર્કશા ગુણ ભજવો, જ્ઞાની થૈ સ્વભાવ એ તજવો,
પુત્ર ગુણ મન ધરવો, નિરર્થક કંકાશ શીદ કરવો?
સુસભ્યતા દાખવો, ગ્રહી શીખ કલેશને દૂર કરવો.
કર્કશાઃ—હૃદય ખરખરો નહિં ધરવો;
લલિતાનેઃ—ચાલો વહુ, (પંથીને) ભાઇ ઘરમાં આવો,
ક્ષમા અપરાધ કરવો. બેહસ્તવણુ—વાહ !

( ઘરમાં જાય ને પછીથી. )

દુહો.

લલિતાઃ—ભોગ મળત મારા પુરણ, ગુલાબ બાઇના હોત;
પંથી૦—કાઢત કબરી ઝાલીને, થાત પાંશરી જયોત,

લ૦—બંધુ જાતું શોધવા, (પંથી૦) ચીંતા કરમાં લેશ;
પંથી૦—લાવું નંદ, દંભને, (લલિતા) કૃપાળ થાય મહેશ.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ, પ્રિયંવદાની મેડી.

રાગ કારવો—હરી બે વચની નહીં થઈએ એ ચાલ.

પ્રિયંવદાઃ—ભલે આવ્યા છળદાસ, ભલા ભલે આવ્યારે,
ભલે આવ્યા વર્તમાન શા, રૂડા લાવ્યારે.—ટેક.
છળ૦—નંદન નાડોછે, પશ્ચિમ વનમાં, હેરકથી સમાચાર જાણ્યારે—૧
પ્રિયં૦—પિતા, એ મૂર્ખનો, ભાળે ગયોછે;
હાથ આવ્યે માને તો ભોગ લાગ્યારે—ભલે.
છળ૦—લલિતા આવી, દ્રવ્ય ઘણું લાવી; સમાચાર ચોટેથી મને મળ્યારે—૨
આણબનાવ કરવો, દંપતી માંહે;
પ્રિયં૦—(પછી)—નાણાં સર્વ મુર્ખ પાસેથી પડાવ્યાંરે—ભલે. ૩

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ, અરણ્ય દંભ૦ બુધિસાગર૦

### ગિતી.

દંભ૦—ભાળ નથી મળતી સુત, સત્ય કહો મિત્ર હવે ક્યાં પળીએ?
ચેત્યો નહિ આદિતો, કષ્ટ સમાધી ચડાવીને ફરીએ.
લાડ લડાવ્યે શીખ્યો, વેશ્યા સંગે નષ્ટ કરમ કરવા;
ગતિ થૈ મુજ આ ભુંડી, પુત્ર થકીજ ખરે, અવસર મરવા.

રાગ યમન કલ્યાણ—મોટા દેવ સમાધિ મગ્ન.

બુદ્ધિસાગરઃ—દેવો સર્વ થકીજ શ્રેષ્ટપણુ તે, કર્મે કદી ખેલતા,
સમૃદ્ધિ વૃદ્ધિ અપાર તોય પળમાં, ખોઇ ગ્રહે કષ્ટતા;
દંભ૦—માનું સત્ય તથાપિ સર્વ ધરની, ઉડી ગઈ સંપદા,
આપે દોષિત માત્ર થૈ પછી ગણું, ભાગ્યે ભરી આપદા.—૧

ખોયાંછે તન દ્રવ્યને વખતને, આડે વર્તમે ચડી,
વિદ્યા ગુણ ગ્રહ્યાં નહિં લઘુવયે, વેશ્યા નીસંગે થડી;
વત્સાનાર ભલી નથી ઘરમહીં, નિત્યે દમે જે લડી,
થાશે કેવી ગતી ગુણજ્ઞ લલિતા, તેવે સમે બાપડી. ૨

## ગિતી.

બુદ્ધિઃ—વાંક ગણી સંકોચો, પ્રથમ ઉપાય નહિ મન ધરીયો તો;
સુત મર્યો એ સારો, શ્રમ કરતાં પણ નવ ગુણ ભણિયો તો.

## દોહરો.

નહિ ધર્મિક વિદ્વાન સુત, કિયા કામનો ભાંખ;
કાણાં. ડોળા હોય તે, કેવળ પીડા આંખ.
અજાત મૃતને મુર્ખમાં, વર બેઆદિ, ન છેહ;
એકવાર દુઃખ આદિદે, પદે પદે દુઃખ છેહ.

## શિખરણીવૃત.

દંભઃ—ઘરે આવીરે'તાં, હૃદય ઠરશે શાંત લલિતા,
કલેજું ઠારે તે, પરિજન તણું વિહ ટળતાં;
મને લાગે સારૂં, મરણ વખતે તો નિરખતાં,
મળે નિશ્ચે પત્તો, છળ૦ થશે વિવેક મનવતાં.

( જાયછે. )

---

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ, પ્રિયંવદાનું ઘર પ્રિયં૦ ને નંદન.

**હોરી પદ**—લાલ કૈસે જળકેરે ગોરે મુખપર—એ ચાલ.

પ્રિયંઃ—
પ્રાણ મારાં તલસેરે લાલ મળવા, પિડે વ્રેહબાણ.—પ્રાણ.
ગોઠ્યું નહીં નાઠી પણ વ્હાલા પ્યારા, સુણવા આવી વ્હાલીવાણ.—મારા.
આવી લલિતા શોક્ય મારા પ્યારા, કંઈ ન થાએ એને જાણ.—મારા.
કરવો ન સંગ લલિતા તણો લાલા, પ્યારા છોજી મારા પ્રાણ.—મારા

રાગ કાલિંગડો—કયા કમાન અબરૂને એક તીર મેંજારા—એ ચાલ.

નંદનઃ—કષ્ટવણુ તારીમેં સહ્યું, મનખાવરૂં મારૂં થયું;
ઘેર તમારે દૃષ્ટે પડ્યાં નહીં, અટણમેં વને કર્યું.—કષ્ટ.

છળઃ—તમપર નંદનનો ભાવપુરો, કરે તમારૂં કહ્યું;
લલિતાનો ઘાટ કહો તે કરે, સાલએ શીરે રહ્યું.—કષ્ટ.

પ્રિયંઃ—જાઓ હવે માતપિતા મળો જઈ, કરો પછી જે કહ્યું;

છળઃ—( નંદનને ) ચાલો જઈએ ઘેર તમારે, મન મારૂં શાંત થયું.—કષ્ટ.

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—દંભરાજનું ઘર.

બિહાગ—પેરવા તુમ જાગત રહીઓ—એ ચાલ.

કજીઃ—માતાજી તાત મારા આવ્યારે,

કર્કશાઃ—આવ્યા સમાચાર શા લાવ્યારે.—માતા.

દંભઃ—લલિતા આવ્યાં ?

લલિતાઃ—કરૂં હું સસરાજી વંદનરે.

કર્કશાઃ—નંદન મારો કેમ, નહી લાવ્યારે.—માતા.

દંભઃ—શોધ્યો પુત્ર અતીમેં મળ્યો નહીં ક્યાંઈરે;

કર્કશાઃ—શું જોઈ ઘરપર, આવ્યા ધાયારે.—માતા.

લલિતાઃ—ઉઠો પિતા સ્નાન કરો, ઉષ્ણ જળ કાઢુંરે;

દંભઃ—લક્ષણ ઉત્તમ દાખવ્યાંરે.—માતા.

પિલુ કારવો—હરિ બે વચની નહિ પ્રેમજી—એ ચાલ.

કર્કશાઃ—વહુનું માન વધાર્યું, પુત્ર શોધન વિશે કાંઈ નહીં કર્યું.—ટેક.
પુત્ર હશે તો એવી, ઘણી વધુઓ મળશે;

દંભઃ—સ્વભાવ તમ બંનેનો છે તે, કાષ્ટે સ્થિર કરી ઠરશે.— વહુ.
ધન્ય લલિતા તમને, ધન્ય તમારી જાત;
ઘરની લાજ જાળવી રાખો, કુલિનપણાંની ભાત.— વહુ.

લલિતાઃ—સસરાજી ચિંતા નવ કરશો, ઈશ્વર સારૂં કરશે;
દિન દુઃખીયાનાં દુઃખ ઘણાં તે, દુઃખ હર્તા દીલ ધરશે.—વહુ.

કર્કેશાઃ—ચાલ દિકરી જઈએ આપણે, બેશીએ ઘરની બહાર;
હવે અકારાં થયાં આપણે, કરે વધુની વાર.— વહુ.

---

## પ્રવેશ ૮ મો.

રાગ ભેરવી—હરી કૃપા સમજીએ—એ ચાલ.

કર્કેશાઃ—જોતન મારો આવીયો, છળદાસ એને લાવિયો.—ટેક.
દંભઃ—( સાખી ) ભલે ભાઈ આવ્યો ઘરે, તુજ શોધનને માટ;
ગયો હતો બહુ દીવસથી, આવ્યો કાલની રાત.—જોતન
છળઃ—શેઠ વાત હું શી કહું, પુત્ર તમારા માટ;
જંગલ જંગલ બૌ ફર્યો, ફર્યો વાટને ઘાટ.—જોતન.
પુત્ર તમારો આરહ્યો, તમ એના માબાપ;
નામ ખોટું મારૂં લીયો, પુછોછે મુજ પાપ ?—જોતન.
દંભઃ—બન્યું હતું મન નવ ધરો, રાખો હૃદયે ન રોષ;
પાડ તમારો માનીયે, થયો મને સંતોષ.—જોતન.
છળઃ—છેલી વિનંતી માહરી, શેઠ તમારી પાસ;
એને દુઃખ દેવું નહીં, ફરી ઉપજાવે ત્રાસ.—જોતન.
દંભઃ—( કજી૦ ને ) જા એની તું કર ત્વરા, લાવ પાઘડી શાલ;
ગુણનો બદલો વાળિયે, છળદાસને આલ.—જોતન.
( નંદનને ) ઉઠ ભાઈ અંગોળીલે, ભોજનછે તૈયાર;
નંદનઃ—અંગોળુંશું આ સ્થળે, થઈ ઘણીછે વાર.—જોતન.

### માલિનીવૃત્ત.

લલિતાઃ—નહિ વદન રૂપાળું, દીસતો શ્યામવર્ણે,
કળિ નવકશિ ચેષ્ટા, જેહ દર્શાવિ નેણે;
બુધ નમન તણીતો, લેશ ના લીધી તેણે,
થઈ ભયભિત જુએ, આંખલો હોય જાણે. ૧
તદપિ મન ન માને, આ વિચારો છતાંપી,
ઝટપટ મળવાને, વ્યાકુળી વૃત્તિ વ્યાપી;
સકળ વિરૂધ તર્કો, નાશિયાં સર્વ ત્રાસે,
અવગુણ વિસરીને, સર્વ સદ્ગુણ ભાસે. ૨

કદી રખડી મરૂંજો, વ્યોમ પાતાળ પૃથ્વી,
તવપણ પર એના, રાચવું એજ સિદ્ધી;
ગણી પ્રિય પતિ મારો, હર્ષથી ઉર ઠારૂં,
અવર ન સદરસ્તો, ઊર મારે વિચારૂં. ૩

---

## પ્રવેશ ૯ મો.

સ્થળ,—શયનગૃહ, લલિતા, નંદનકુમાર.

(શુદ્ધિ આણી ફળ જાણી નરનારી ભણોરે—એ ચાલ.)

લલિતાઃ—પ્રાણાધાર અતિ વાટમાં, શ્રમિત થયારે,
સેવા કરૂં તમદીન દાસી.—પ્રાણાધાર.

નંદનઃ—શંખિણી રંડાની કળ અહિંથી,
નહિં પાસ મારી આવ, કહું વાત ખાસીરે.—સેવા.

લલિતાઃ—પ્રિયપતિ નિર, દોષ શું કોપો?
રહ્યા કેમ પતિ શાણા, છો ઉદાશીરે.—સેવા.

નંદનઃ—જારિણી જા અહિંથી, કષ્ટ દીએ શીદ,
એવું જાણ્યું હોત તો, ફરી જાત નાશીરે.—સેવા.

લલિતાઃ—સંસાર સુનો મને, તમવણ પ્રાણપતી;
અંગીકાર કરો, નહીં કરો નાશી પાશીરે.—સેવા.

નંદનઃ—સુતી નથી ત્યેમ, સુવા દેતી નથી;
ત્યારે ચાખ સ્વાદ સુંઠનો, મને ઉપાશીરે.—સેવા.

લાલિતાઃ—પ્રાણ પતિ અરે, દીલે દયા ધરો,
ઘાતકી નથાઓ રહું, તમથી ત્રાસીરે.—સેવા.

નંદનઃ—છાટકી છાટકી છાટકી હું તો છળી,
મુંગી મરે નહીં તો, ગળે દેશ ફાંસીરે.—સેવા.

લલિતાઃ—અરે પતી છોડો, વાગ્યું મને ઘણું;
સાહ્ય કરો દીનપર, અવિનાશીરે.—સેવા.

ભેરવી—અરેહાય; અરેહાય, અરેહાયરે. એ ચાલ.

લલિતાઃ—અરેનાથ, શાપોહાય; કરોન ઘાતરે, જોડું હાથરે;
નિશ્ચે માનો બિરદોષ, શાને રોષ, ધરો તોષ.—ટેક.

અરે ઓહુંદીન, નાથ થાઓ નાભીન,
અરે નકષ્ટ સહેવાયરે, આશું રૂધિર રેહાય,
દીઠો સંસાર સુખનો, પ્રથમ આમેં દીન.—અરેનાથ.

( સુઈજાયને તેના અલંકાર નંદનકુમાર લઈ જાયછે. )

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ,—પ્રિયંવદાનું ગૃહ.

ભેરવી—આશક મેંહુંતેરા, તલબગારરે શીરીન—એ ચાલ.

પ્રિયં:—નંદન છળ આવ્યા નહીં, રાતવિતી બહુતોય;
નવિન હશેશું એકને, અરે કમાડઠોકે કોણ—નંદન. ( આવીને. )
નંદન:—અલંકાર મુજ વહુતણા, શોયે આપ શરીર;
કંકણકાપ વાળી છડા, (પ્રિયં) અરે કાપે કેમ રૂધિર ?—નંદન.
લાત પ્રહારે પુજીમેં, ઉંઘેથીઆ લીધ,
પ્રિયં:—ઠીક કર્યું કરીયે વળી, જુઓ કોણને શીદ.—નંદન.

(નંદન બારણાં ઉઘાડવા જાયછે.)

પીલુ દાદરો—ચાલીએજી ઇંદ્રરાજા—એ ચાલ.

પ્રિયં:—( એકલી ) કામના એ તૃપ્ત થઈ, જે મને ઘડેલ,
મળ્યું સર્વ જે ઇચ્છેલ—કામના.
જરને ઝવેર મળ્યું, સર્વ તો ઘરનું;
ઘાટ હવે ઘડું જે ઉરે કરેલ—કામના.
પાપીએ છળદાસ, નો સાથ ઘાટ;
નંદન કાઢુંહાંકી, ખાલી જે થયેલ—કામના. ( નંદન છળ આવેછે )

હમકું છાંડ ચલે બનમાંહું.

છળદાસ આવો પ્રિય કયાં થકી આવ્યા !
સોનું નાણાંનું નહિ, હજુ લાવ્યારે.—ટેક.
છળ:—પ્રિયંવદા વાહ ! દીપો ઘણાં આજે,
પ્રિયં:—નંદને આ ભૂષણુ આપ્યાંરે,

છળ:—ગયો હતો હુંતમ કાંચન કાજે—અર્ધો. (આગળી બીબતાવેછે)
નંદન:—બાઇ દીપાવ્યાંરે—છળદાસ.
પ્રિયં:—શોધ ઘરેણાંની થાશે સવારે,
છળ:—( સ્વગત ) સારૂં એઉ મારી નખાવ્યાંરે,
પુર્ણમલ લઈ વાડીએ અત્યારે, એઉત્યાં વધરાવ્યાંરે—છળ.
પ્રિયં:—એશુદ્ધ કરવા, શીશી દઉંતમને, જાઓ નંદન ઠીક કામ આવ્યારે;
જઈસુંઘાડી, ઘો લલિતાને,લઈઆવો વાડી,અમે આ-આવ્યાંરે-,,

ગિતીવૃત્ત.

છળ:—લાગ મળ્યોછે સારો, નંદન લલિતા આ ગુણિકા મારૂં;
ધન સઘળું પછી લૈને, અળગોરહિ જોઉં શું બને વારૂ.

અંક ૩ જો સમાપ્ત.

---

## અંક ૪ થો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ,—જંગલમાં હવડ હવેલી.

રાગ તીલાનો—ભજન સજન સૌ કરો.—એ ચાલ.

છળ:—કામ સિદ્ધ જાયછે થયું, હજુ સર્વ—ટેક.
પત્ર બે લખ્યામેં, ચંપાવતી, એક સ્નેહ પુરશેર,
લખ્યું લલિતાનું મર્ણ, સર્પ ડંસે;
લખ્યો બિજો દંભરાજ, નંદનને કાજ,
પ્રિયં:—વાહ ! છળદાસ—કામ.
છળ૰—પુર્ણમલ કર નીકાલ, સૂર્યોદય હુવા;
બહુવાર થશે આપણે નગરે જવા—કામ.
પુર્ણ:—અયેમુજી,—બેત.
ગાફિલમેં કીસિકું રખકે, હમ નહિં કરેગા એસા કામ;
જાન લઉંતમ તીનોકા, તુમ તીનોહી હો નાપાક હરામ.

કલ્યાણ—ત્રફકા એસાબી હોતા હે ગુલન.—એ ચાલ.

દસ્તસેં મેરે ખુન કરાકે, જરઉસકુ લે જાનાથા;
અબવોઈ દાગીના હે મેરા, ચંડાલતો ખોઈથા—દસ્તસેં.
રંડી કાને દોડતીહેઓ ? ચલ્ દેખું જાકે ઉધર;
અચ્છા હુવા ગીરપડી વહાં, ઉસકુ છૂટકે જાનાથા—દસ્તસેં.

લલિતાઃ—નિર્દોષને દોષિત જાણી, બીવરાવે શીદ આંતરી;
મરવાને બીતી હું નથી, લેઆશીશ રહ્યું ઠરી—દસ્તસેં.

પુર્ણ:—મેં તુજપેં આશક હુઆહું, અબચલ મેરે ડેરે પ્યારી;

લલિતાઃ—નહિં કદી નહિ પાપી ચંડાળ, મૃત્યુને રે'જેવરી—દસ્તસેં.

પંથીઃ—(અવાજ) અબળા પરે કેરકરે કુણ ?

પુર્ણ:—કોણ આતાહે રંડવા;

„ દેખું મેંયેઅબ ઉસ્કોહી, બાંધે મુજસેં બાકરી.—દસ્તસેં.

રાગ કાલિંગડો પરજ.

લલિતાઃ—આવ્યો પંથીરામ મુજભ્રાત, મોકલ્યો પ્રભુએ સાક્ષાત;

પંથીઃ—બેની મારી તું ક્યાં અહિં આવી, લાવ્યું તુજનેકો ઘરથી છોડાવી.

( મારામારીમાં પંથી૦ મરેછે, ને શીકારી આવેછે. )

શિકારીઃ—અરે ચંડાલ— બેત.

નિરાધાર જનોની, તેંશી કરી આપેર !

પુર્ણ:—તુંબી આજા, તેરી જીંદગી કાહો જાઉંમેં ઝેર. (મારેને)

શિખરિણીવૃત્ત.

શિકારીઃ—ખિલીતો આકોઇ, મનહરણ વાડી ભલી ખરે,
રૂડી ચંપાવર્ણી, કદલી પગને વક્ત્ર ફુલરે;
ખરી નારંગીઆ, સ્તન સરસ બેનાક કિંસુકે,
વપૂ વાડી બ્હેંકે, મદન મદથીને બિસ થકયે. ૧.
મળી વાડીએતો, સુઘડ નરના ભોગ તર્ણોતે,
ખુટયેં પ્રેમીનીરે, શિથિળ દિસતી મ્લાન ઘણીતે;
નહીં ભોગી બીજો, મુજસમ અલી તું શીદ ભમે,
હવે જાતું નાશી, લિલમ ભમરી ભ્રાંતિથી રમે. ૨.

લાવણી.

(સ્વગત) આંખલડીએની મૃગસમ શોભેછે, પ્રેમી દ્રષ્ટિ જ્યાંહ પડશેરે;
ત્યારે આલોચના દીલમાં આવીને, જરાચેચેન નહીં મળશેરે.
કમર પાતળી અંગ સૌવર્ણને, ચાલ ચલે જેમ હસ્તિરે;
ચીતા સરિખી કમર છે તારી પ્યારી, ચાલ્યેથી લચકાતીરે.
(પ્રકાશ) હવે કદાપિ નહિં દેખુંતો, જીવની આશા ન રહે રતીરે;
આવ સુંદરી બેસની અંકે, શું કામનું તરસાવેરે.
પંચ રતીમાં માનની દર્પે, જીતે વળી નહીં તુજનેરે;
રૂપ અનુપમ દીઠે વ્યાપે, અનંગ ચેષ્ટા મુજનેરે.
સઘળી દૃષ્ટિ હું યુક્ત કરૂંતો, આંખતુજ તેજથી ઢળતીરે;
જ્વાળા બાળે તનમારાને, પ્રેમી કામ અનળથીરે.

રાગ જેજેવંતી—તે આ બાળે એવુ—એ ચાલ.

(સ્વગત) પ્રિયા લીધુંછે ચોરી, ચીતડું નેત્ર કટાક્ષે,—ટેક.
દીઠી જેવી કે થવા લાગી, વિષશું મળીને;
ચેષ્ટા બાણે, પ્રેમીકામ અનળથીએ—પ્રિયાઃ
આશા રૂપી મદન તરૂએ, થઇને પ્રેમી કલ્પિત;
દીધી ભોંકી, શુળો અંતર ભેદી.—પ્રિયાઃ

( લલિતા પંથીરામને ખોળામાં લઈ રૂદન કરેછે. )

ભેરવી.—અપસોસકે તુજે કઓંને તિસને સુલાયા.—એ ચાલ.

લલિતાઃ—દુરભાગ્ય અરે જગદીશ, તેં શું કર્યો આકોપ?
વ્હાલા બંધુ પંથીરામ, તજી મને ગયો આઠામ.— ૧.
અરર શું કરૂં હેઇશ, આશ્રય નહિં જડે કંહીં;
ભગિની એકલીવને, મર્ણુ નહિં ઘટે તને.— ૨.
દુઃખ સહ્યુંરે બંધુ ઘણું તેં, મારા કષ્ટ કાજરે;
વ્હાલા થકી વધ્યો, ન વિસરૂં ગુણ જે કર્યો.— ૩.
અરે દૈવ શાણા ભ્રાત, આજ્ઞાંકિત આ મુઓ;
અહિંથી શીપેર પણ, નગર તાતને મળું.— ૪.

ભેરવી.

શિકારીઃ—વિલાપ કરતાં નહિ મળે, ભાગીશનિશ્ચે દુઃખ;
પટરાણીને યોગ્ય છો, સરશે જ્યાંતમ સુખ.—વિલાપ.

નરેશ પર્વત પુરીનો, હરણી પાછળ ગ્યેલ;
આરોહર્ણાક્ષિતણી, કર્યાં તમને નિરભય;
કર્યાં તમને નિરભય, પ્યારી મારીને સનમુખ.—વિલાપ.

લલિતાઃ—રક્ષતા છો તમસમ પિતા, આપ્યું જીવતદાન;

શિકારીઃ—વધતું ઓછું બોલતાં, બળ અજમાવું જાણ.
બળ અજમાવું જાણ, દેવું પડશે નિશ્ચે દુઃખ.—વિલાપ.
આ સરહદપર મુજહક છે, (લલિતા) અગ્નિ દાહનું કેમ?

શિકારીઃ—કરશે પુઠના સેવકો, સ્વાર થાઓની એમ;
સ્વાર થાઓની એમ, ટળે તાપતણોવિમુખ.—વિલાપ.

---

## પ્રવેશ ૨ જો.

### સ્થલ, પર્વતપુરીના રાજાનો મ્હેલ.

**હોરી.**—એવા મારા કંથ ગુમાની.—એ ચાલ.

લલિતાઃ—અરે ઇશ શીદશા મારી, થઇ અતીશે દુઃખકારી.—ટેક.
કાળા ગૃહસમ મ્હેલ આગાજે, ચારેદીશે ભીંતભારી;
કિલ્લાને બારીકે દ્વાર મળે નહિ, ઘોરનીશા અંધારી.—અરે.
સાતમેં માળ ચડી કંઇ જોઉં, છુટી થવાતક સારી;
પાછળ નદી પુર દેખું ભલેરૂં, દઉં બળયુક્તનખારી.—અરે.
રાજાજે કરે ન્યાય સર્વનો, તે આ પોતે અપરાધી;
મુજ અબળાતણું શું જોમચાલે? લાજ લુટે અહીં મારી.—,,
માટે ભોગ નદીને હું દઉં, લેજે માત ઉગારી;
પતિવ્રત ખોઉં ત્યારે કરૂં શું? વ્યર્થ આત્માને ઉગારી.—અરે.

---

## પ્રવેશ ૩ જો.

### ગજલ—ચંદ્રાવલીનું ગૃહ.

ધૃપદ કાલિંગડો—મેરા મીઠડાં બાલમ કયાં.—એ ચાલ.

ચંદ્રાવલીઃ—આવો આવો કુભાંડી ભલે આવ્યા,
સ્નેહપુરથી શા સમાચાર લાવ્યા.—આવો,
કુભાંડીઃ—ક્ષેમ ખુશળ તમએની પ્રિયંવદા, ગાંઠાં ઘરેણાંજે મુકયાં મગાવ્યાં
ચંદ્રાઃ—સંસાર આ જરકેરોસગોછે, એનીએ પણ તર્તોતર્ત મગાવ્યાં-,,
કુભાંડીઃ—દોષ નથી એમાં લેશ એનીનો, સે'જ કહાવ્યું, ગણેન પરાયાં-,,
ચંદ્રાઃ-બેસો અહીં ઘરેણાં લઇ આવું, ભયને લીધે સ્નેહીને ત્યાં મુકાવ્યાં-,,

રાગ ગજલ.—બેદાદ મુજકો યાદ હે. ( જાય છે. રસ્તામાં )

ચંદ્રાઃ—પ્રિયંવદા મુજ પ્રાણ ભગિની, નજર વિશે કહાવે;
ખોટશી અલંકારની એને, પત્ર શાને નહીં લાવે ?—પ્રિયં.
કપટ પ્રબંધ જાણું, છળીદાસ ચલાવે;
કપટીને ઠગુંહું એવી, એ મુજથી નહીં ફાવે.—પ્રિયં.
જોઉં શું કરે નાવિકો, આ શોર મચાવે;
જઇ પુછું શામાટે, જાયને આવે.—પ્રિયં.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—ખારવાની ઝુંપડી.

રાગ ખમાચ.—મેરે ગુઇયાં લચક લચક ચલત મોહન.—એ ચાલ.

૧ લો, ખલાસીઃ—અહો ? બાઈ, ભલે આવ્યાં, તમે, બાળકી આતમ
ચંદ્રા.—કહો સત્ય એ. પુત્રી શું ?
૨ જો, ખારવોઃ—મારગ મેલો, અલ્યાઓ ભાઈઓ,
૩ જો, ખારવોઃ—જઈ જોવા ધો બાઇને.—બાઇ.
ચંદ્રા૦—એકની એકઆબાલકી મારી, ગઈ નદીએ નાવા;
ઉપરવાસે ગઇ એકિલી, વ્રત સફલ ઉઝાવા.—બાઈ.
શીબરામ મગાવ બ્હારથી વ્હેલો. પાડ માનું જે બચાવી;
(આપે છે.) દયોઆ ઈનામ આપું સહુને, થાઓ સુખીએ વટાવી.—બાઈ.

## પ્રવેશ ૫ મો

### સ્થળ—ચંદ્રાવલીનું શયન ગૃહ.

રાગ પિલુ તીલાનો—પોઢી શાણી હતા મારી—એ ચાલ.

કુભાંડીઃ—આશ્ચર્ય ! આ એજ લલિતા, છળીદાસ ગયો ઘાટ ઘડાવા;
નકી જીવ લઇ નાઠી છે, જીવ જતો અટકાવા—આશ્ચર્ય.
સચેત થઇ ઓળખશે મુજને, ભર્મ અહીં ભંગાશે સર્વ;
માટે સત્વર, જર લઇ સર્વ, દોડી જઇ એક શ્વાસે–કહું–નકી–આ.

કુભાંડીઃ—જટ ઘો બાઈ,

ચંદ્રાઃ—થોભને ભાઈ, સ્થિતી સખીની મારી, જોઆ,
મોકલીશ મેળે, જાઓલેન, પ્રિયંવદા પરભારી.—આશ્ચર્ય.

લલિતાઃ—પ્રિયંવદા અહીં ? (ચંદ્રા ) સખી અકળા નહીં;

કુભાંડીઃ—(સ્વગત) નાશ અલ્યાહે કુભાંડી,–અહિંથી.

લલિતાઃ—પ્રિયંવદા નથી ? ખરે છે એ નહીં ? અરે ઇશ દુખાડી–દુ-
[ખમાં.—આશ્ચર્ય.

દાદરો પીલું.—ચાલી એજી ઇદ્રરાજા—એ ચાલ.

ચંદ્રાઃ—શાંતથા સખી તું શાણી, ભગિની એ પ્રમાણી;
સર્વ સુખલે જાણી.—શાંત૦
કનકાવતી આછે નગરી, વિખ્યાતી છે મારી સારી;
ગુણિકા જાત આપણી બેની, રાચું હું ઘણી.—શાતથા.
પર્વતપુરી નગરી નહીં, સ્નેહ પુરી ક્યાંઈ રહી;
વર્તમાન કહોને સર્વે, ક્યેમ નીરે તાણી ?—શાંતથા.

લલિતાઃ—મન અકળાયે હમાણાં મારૂં, પોઢ વાઘોતો બાઇ સારૂં;
પછીથી સર્વ વાતે કહીશ, કર્મ મારી કાંણી.—શાંતથા.

( જાય છે ને લલિતા એકલી )

કાફી.—ઓધવજી સંદેશો કેજો શ્યામને—એ ચાલ.

લલિતાઃ—શું આ સ્વપ્નું ? નહિં, એ સાચી ધારણા,
દ્વાર ભીડી ગઈ પ્રિયંવદાની બેનજો;

હતી પડી હું નદીમાં શાને ઉગરી ?,
ઓળખશે તો ભોગ મળે, રે' ફગુજો.—શુંઆ ૧
વણ પ્રિછે ધંધો સુચગ્યો વેશ્યા તણો,
જાણ્યે કરશે પ્રિયંવદાને જાણુજો;
કોણ છઉંને શોગતી થાશે માહરી,
દયા કરીને લેતું ઇશ સંભાળજો.—શુંઆ ૨
પુછ્યાં પે'લાં નાસુંતો શુભ સારછે,
જોઉં ખોલી ક્યાંહ પડે આબારજો;
રાજ્ય માર્ગ પણ ઉંચું, કેમ ઉતરાયરે ? ( બારી ઉઘાડી જુએ છે.)
ઉતર્યે લેખ્યું ભાગ્ય તણો અંબારજો.—શુંઆ.
પણ નથી સાધન લવ મળતું તો આઘડી,
સરે નહીં કૃત્ય આદરને આવસને જો;
પડું કદી પણ એથી નવ ઉગરાયને,
ઉલટી ચુકીશ સુંદર આવી તકને જો.—શુંઆ.
દીધી સાંકળ બ્હારે નહી જવાયરે,
પાપી મારા કર્મે વાળ્યો કેર જો; ( પાટી જોઈ. )
વાહ ! આપાટી પલંગે મારા કામની,
આહા ! મહેશ તેં કીધી પુરણ મે'ર જો.—શુંઆ સ્વપ્નું.

હરિગીત વૃત્ત.

એ પાટીલટકતી દેખતાં, તજવીજ કરશે માહરી,
કદી જૈશ પકડાઈ પછીતો, બારી રે'શોના જરી;
માટે ત્વરાકરી જઉં પળી તો મુકત થાઉં બીકથી,
દુઃખી થતાં પણ નાળવાટે, પાર નિકળીશ ઠીકથી. ૧
સાધન મળે છે દુઃખ સમે, છટકી જવા અંબારતો,
પકડાણી બહુ જમ પાસમાં પણ, પ્રભુ નથી લવમારતો;
છે બાંધ કામ અપુર્ણઆ મુજ ભાગ્યના પ્રભાવથી,
નમું ગાજતી વળી રાજતી, આ રાતને બહુ ભાવથી. ૨
પેલા પ્રકાશદ વાયુના, ભડકા થઈ ઓલાયતે,
બહુ લોક માને ભુતછે પણ, વાહવા ના થાયતે;

વિજળી પ્રકાશે દેખીયો, પગલે પડયો છે કાઈરે,
જલદ પગલે જાઉં દોડી, પકડયે ભોગ પુરા કરે. ૩

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ,—માર્ગ.

સેહાગ—અગર હમને દીલ સનમકુ દીયા—એ ચાલ.

લલિતાઃ—અતી ભાર થાકથી પાયના, રહી આય નહીં મને,
અર્ધ નિદ્રા વસ્થામાં પણ, ચાલતીવને—અતી.
તૃષાને ક્ષુધા પીડેવળી, રૂધીર વહેતને;
ડગલું ચાલી નહીં શકું, હવે આશ્રમું પણે—અતી.
હે પ્રભુએ કોણ આવે છે, ધસ્યો કને;
અરે એ આવે ક્રુર કુભાંડી, મારવા મને—અતી.

ધ્રુપદ ભૈરવઃ—લાલ ભુપાળ ઉમંગ ઘેર આવે સખાંચો.—એ ચાલ.

કુઃ—અંતે શંખિણી, લલિતા તું આવી, હાથ હવે જીવ લઈ નાસી આવી.—,,
ભોગવ માટે વિશ્વાસ ઘાતિણી, હર્ણિ વળીઆ ક્યાંથકી આવી
એ ખાધો ! એ વાઘ, આવી એ ખાધો, (વાઘ ગળેથી ઉપાડે છે.)

લલિતાઃ—એ વાઘે ખાધો કુભાંડીને ચાવી.—અંતે૦
(લલિતા બેઠી થાયછે ને હર્ણિને લાગ આવવાથી ઝાલેછે.)

### સ્રગધરાવૃત.

હેઃ—ખાપુના કેમ ચાલે, સિધિ ભલિ હરણી, માર્ગ તો દીર્ઘ જાવું,
બાંધું હું એક છેડે, મુજ વસનતણાં, જો થવું હોય આવું;
બેસું ઘોડા પલંગી, શ્રમજ ઉતરશે, ને પડે નર્મ તુંતો,
હાંકીશું આવડી ? ભાર નથી મુજ ઘણો, (લે) ઉતરૂં બાપુહુંતો.
(ઘટીત અભિનય દર્શાવી આગળ ચાલતાં.)

ગજલ.—જાને મન જાને મન.—એ ચાલ.

દોડબહુ, હરણી તું, વેગે પુર્ણ, પણના હું.—ટેક.
શક્તિવણ વાદ કર્યે, મને મળે નહીં, લાભ કંઈ;
જાણીએમ નાસીશું ? ઘટિત નહિ એ તુજશું—દોડ બહુ.
મારી વાત તેં હોત જાણી, આવત દયા તુને મારી;
રે'ત મુજપાંસે વિચારી, જાત નહિ નાસી વ્હાલી—દોડ બહુ.

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ,—ચંપાનગરી જીવરાજ ને કમળા.

ઠુમરી—સજન મુખડા બતલા જારે.—એ ચાલ.

કમળાઃ—(હાય અરે, હાય) અરર, દીનાનાથ કીધું શું આ?
પુત્રી મારી કમોતેથી મુઇ—દીના.
કહું છું હું આસત્ય વેણ, રહે રટણ મને દીનરેન;
જાણે દેખું સદા તેને હું અહીં—દીનાનાથ.

ઠુમરી જીંજોટી—ભવનુ ભડકુ.—એ ચાલ.

જીવઃ—શાંતિ લેને શાણીરે, કર નહીં વિચારો,
પ્રિયા એવા, કર નહિ વિચારો; ભાસતો થાયછે, દીલમાં નઠારો.-શાંતિ.
પુત્રિ મુઇ તજી સંસાર સુખને, જીવતો ફરે એ માટે, તજ તર્ક તારો.-શાંતિ.
પૂજન નિયમે, જાઉં મંદિરે, ઇશ્વર કાઢે નિજ, તર્ક અકારો.—શાંતિ.

---

## પ્રવેશ ૨ જો.

હોરી.

લલિતાઃ—જગેશોરે આણી નગરની પાસે.—જગેશોરે.
કાંગરા ગઢના આ રૂડા દેખાયા, દ્વાર સુશોભિત ભાસે.— જગે.
દ્વાર નગરનાં બંધ દીસેછે, અર્ધ નિશાન જવાશે— જગે.
મંદિર આ કોઇ નવિનજ લાગે, લાગે શિખર આ આકાશે- જગે.
માત પિતા મારા કેમ હશે વારૂ? રહેતાં હશે એઉલ્લાસે— જગે.
હું દુખીઆરી દુઃખ દેવા આવી, દુઃખ સુણીને નકીત્રાસે— જગે.
હું પાપણી પાપે મુઓ પંથીરામ, આને ઉતર શું દેવાશે— જગે.
રાત ઘણી નગરે ન જવાયે, આઅમું આજ નિવાસે— જગે.

---

# પ્રવેશ ૩ જો.

અરે લાલ દેવ ઈસ તરફ—એ ચાલ.

૧લો બ્રા:—અરે દેવદત્ત આ દ્વારછે બંધ, ખોલો ત્વરાથી થાય નિયમ ન ભંગ;
દેવ:—અરે ખોલો બારછે માંહે કોજન ? નિયમે પુજા દેવ પડશે વિઘન.—૧
લલિતાઃ—નિંદ્રાએ ચક્ષુ ઘેરીતી જરા, શબ્દો સુણ્યામેં અતી આકરા;
નિયમ પુજા વાળોછે કોઈજન, માટે ખોલું બાર નનડશેવિઘન. ૨
જીવ:—નાસોરે નાસો ખાધો મારા બાપ,નાસો ભાઈ નાસો ઉગારો સૌ આપ.
લલિતાઃ—અરે ઈશ જાણી મુજને ડાકણ,બીઈને નાસી ગયા સર્વ એજન;
આગળ નાસે જાણે મારા તાત, શાંત કરૂં જઈ એની પ્રખ્યાત.૪

English—આંળખે છેરે તુને કોણ—એ ચાલ.

જીવરાજઃ—મરેલી વેરી થઈ, જુઓને મારવા આવી.
બ્રાહ્મણો:—જાને પિસાચણી, નાખ શું બાળી.
જીવરાજઃ—ગઈ કે નહીં ? હજુ છે એશું ?
સર્વે:—ભાગ, ભાગ, ભાગરે પિસાચણીતું-મરેલી૦ ( સર્વ મારે છે. )
લલિતાઃ—લાગ્યા ભોગકે હું અહીં આવી. સારૂં થાત જોહત વાઘેથાવી.
મારી નાખી મને વણ મોતે. ( ખાત્રી કરવા આગળ ધસેછે )
( ઘણું વાગવાથી ) હાય, હાય, હાય. ( જે આવ્યું તે મારે છે )
સર્વે:—ખા ખા ખા ખા-મરેલી. (ધ્યાલો વાગવાથી તંમર ખાઈને.)

તોટક વૃત્ત—ખેદ યુકત--ચાલ.

લલિતાઃ—હતી છેક મરી રહીતો દુખથી, હરીઓ મરીરે ગઈ મારજથી;
કરીમાત પિતા ક્રુર હૃદયરે, કયમ આમ થયાં બહુ નિર્દયરે,
(રસોયાથી સર્વ ભર્મ ફુટે છે ને લલીતા જીવતી ઠરે છે પરંતુ દુ:ખ ઉભરાવાથી.)

રાસડો—બાણા તારા ફુલડાના—એચાલ.

લલિતાઃ—છાતી ફાટે કષ્ટે મારી, લાગે અતી તે દુખ કારી;
જે ગુપ્ત દુખથી ઉભારીરે, ધૈર્ય ધરૂં પણ,
જાણ્યું જે પિતા મળતાં, વળી માતા સોડે ઠરતાં;
થાશે જે કષ્ટજ હર્તારે, દીલે ધર્યું એમ.

પ્રપંચી કર્મો એ પાપીનાં, લવલેશ રાખી બાકીનાં;
નહિ અન્યએ દુષ્ટો વિનારે, (રસોઇયો) કહોબા કોણ એ.
હું વાંકજકાનો કાઢું, ગતી કર્મ ગણી દીલવારૂં;
પતી દોષ કહેતાં લાજુંરે, મારા મુખે તો.
(પણ) અરે કેવાં નિર્દય થઇને, માર્યા મુજને લઇ જઇને;
વળી મર્ણનો પત્ર લખાનેરે, વેર લીધું તો.
રસોઇયો:—તમે શેઠ શેઠાણી આવો, બની ગાંડાં જાત લજાવો;
(ખોળીને) તમ પુત્રિ દુ:ખતજાવોરે, સાંભળી કષ્ટો.
કમળા:—શું—છે જીવતી મારી સુતા ? ( જીવ૦ ને કમળા દોડી જાયછે. )
રસોઇયો:—છે આવી પતીથી મરતાં;
લલિતા:—(દોડીને) ઓ વ્હાલાં જનકજનેતારે, પ્રીતે ભેટોને.
( ભેટવા જાયછે ભેટેછે પણ લલિતા દુ:ખથી પડી જાયછે.)

લલિતવૃત્ત.

દરદ યાચના સંશયે કરી, અરર માવડી દીલના ધરી;
સમજૂં ડાકણી મારી મારથી, મરણ શ્રેષ્ટ આ જીવવાજથી.૧
લલિતા:—અરર માત્રરૈ ન્યુનતા ખરે, દુખદ વૃક્ષને ઉગવાશીરે;
જનક શું મને મૃત જાણીરે ? (ખુબ રડેછે.)
જીવરાજ:—પિડિત દેખું શું સ્વપ્ન કે ખરે? ૨ ( ઢળી જાયછે. )
લલિતા:—હબકશો નહીં માત તાતરે, સહનમેં કર્યું પુર્ણ કષ્ટરે;
શ્રવણ તે કરો સર્વ જો તમે, જીવી શકાયના નિશ્ચયે તમે–૩
કમળા:–કુણ હતું તને મારી નાખતું? (જીવ) પુછ કશું નહીં આધડીજતું;
લલિતા:—હૃદય ભારથી તો ભરૈ જતું, બળ ન દાખવા દુ:ખએ થતું. ૪
પણ કહી શકાયે ન આધડી, ત્યમ પ્રલાપના જાય––
કમળા:—( તેને છાતીમાં ચાંપીને તેના મુખ આડો હાથ દઇ) બાપુડી;
લલિતા:—કરમની ગત્યે કેવી થૈ ગતી? અરર ના મળી શાંતીરે રતી. ૫
( છાતી ફાટ કલ્પાંત કરેછે. ને પછી ડુચકાં ખાતાં. )

માલિનિવૃત.

લલિતા:—નથી અતિશય લાગ્યું, દુ:ખ વેઠ્યુંજ ત્યારે,
પણ પરિજન પાસે, વ્યાપતું બી પ્રકારે;

નથી મુજ મનમાંતો, રાખવું એ દબાવી,
ત્યમ નથી ખુશી કે'વા (અરે માડી) કલેશ તું ને કરાવી. ૧
કહિશ સકળ કષ્ટો. સર્વને એક સાથે,
સુરજ ઉદય થાતાં, તેડવો પુર સ્થાને;
કરૂં કહિ દુખ ઓછું, સ્ત્રી અને પુરૂષોને,
જનક અરજ દીલે, મ્હેર આણી ધરોને;
નહિ કર દુખ મારૂં, થાયના સ્વલ્પ ઓછું,
ત્યમ નવ જીવરે'શે, અંતરે એમ લોચ્યું.-- ૨
પણ સકળ વિતર્કો, આખડી વાળ માંડી,
અમિત દિવસનાં છે, જાગ્રણો મારી માડી;
તવ પણ નથી સુતી, માંટ ઉંઘું અત્યારે,
પ્રિય મુજ સખિ ક્હેછે, આંહિકે સાસરેરે?-(સર્વ સુઈ જાય છે.) ૩

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ, પુરાલય**—નગરના માણસોથી ભરેલ.

લલિતાઃ—( ઉંચા આસનપર ચડી. ) રાગ બિલાવર—ઉંચે સુરે.

દુખઃ અરે શું વર્ણવું, વક્ત્રે કહી ન શકાય;
દીલ દુખે સુણ્યે સર્વનું, એવું કષ્ટ ક્થાય--ટેક.
કુલીન કુટુંબ શોધીને, દીધી સુખીને ઘેર;
સુખ ગયું દુઃખ ફાલીયું, થયો વિપરીત ફેર—દુઃખ. ૨
જાણતી વર હશે રૂડો, સારાનો એ સુત;
રટણ રટયાં જોડી થવાં, પણ કરમે કપૂત—દુઃખ. ૩
યોગ્ય વયે થતાં હું ગઈ, હર્ષે સસરાને ઘેર;
વેશ્યાનો યારી વર હતો, પ્રિછોકહું તેની પેર—દુઃખ. ૪
ઘર છાના વેચી ધન દીધું, વ્હાલી ગુણિકાને હાથ;
ગુપ્ત નાઠી દોષ ઢાંકવા, નાઠો પાછળ નાથ—દુઃખ. ૫
નણુદી સાસુ હતાં ઘેરને, સસરા શોધવા ગ્યેલ;
રાડ મચાવી જતાં ઘરે, લેવા વેર તપેલ—દુઃખ. ૬

પગલાં નઠારાં, નિસાસણી, તેથી વળ્યું સત્યાનાશ;
અપવાદ મુકી બીજા મને, ઉપજાવ્યો બહુ ત્રાસ—દુઃખ. ૭
સસરોને સ્વામિ આવ્યાઘરે, તોપણ કંકાસતેમ;
ઘાટ જુઓ કુલીન તણો, એવા કુલિન એ કયેમ?—દુઃખ. ૮
મળવા જતાં વર મેડીએ, પાડી મારી બહુલાત;
વાગી જુઓ કાન કાપપર, રહીછે ગાલે ભાત—દુઃખ. ૯
કોણ માબાપની હું કન્યા, મળ્યો મુજ કેવો કાંત?
સંસાર સુઃખને શોધતાં, રડી કેવી એકાંત?—દુઃખ. ૧૦
ખંમા ખંમા કે'વા જન મને, નહીં પિયરમાં પાર;
ચોબોલી થઈ મુર્ખ નાથથી, રહ્યું રડવું ચોધાર—દુઃખ. ૧૧
હું—અબળા મારૂં જોર શું ઘણું, દુઃખે સુતીજૈ દુર;
ઉંધી ત્યારે બાંધી ગાંસડી, એમાં શીમુજ કસુર—દુઃખ. ૧૨
મુકી મને નિર્જન વાડીમાં, છુટયે પાસે ન કોય;
પાછળ પુરવીયો પડયો, પકડી નાઠીજ તોય.—દુઃખ. ૧૩
અરેરે એ! દુઃખ એવુંરે; નથી દીઠું બીજું એવું.—ટેક.

લલિતાઃ—કાઢી કટારી કે' મારૂં છું તુજને, મળતો આમાં તુજ નાથ;
પણ છોડું જો તું, માન્ય કરી રહે, થઈ મારી મુજ સાથ. ૧
સુણી વચન ભુંડું, ક્રોધ ચડયો મને, પણ મારૂં શું જોર?
લાજ લેવા ધસ્યો, આવી અંગે તેવો, પાછળથી થયો શોર. ૨
મુજ સ્વામિ સસરાને શોધવા કાજે, પ્રેર્યો હતો પંથીરામ;
આવી અચાનક, એને અડાવ્યો પણ, તેથી કથાળ્યું કામ. ૩
મારામારીમાં, મરાયો તે જોઈ, પડી થઈ બેશુદ્ધ;
પર્વત પુરીનો રાજા આવ્યોત્યાં, તેપણ એવો અબુદ્ધ, ૪
મારી પુરવિયાને પટરાણી કરવા, લઈ ચાલ્યો પોતાને પુર;
કેદ કરી મને, મ્હેલમાં જઈને, પાસે નદી ભરપુર.— ૫
જાળવવા લાજ, જાવું મે ધાર્યું, પણ નાસવાનો ન ઠામ;
ઉંચી અગાશી પરથી પડી હું, નદીમાં લઈ રામ નામ. ૬
હાથ ચડયું કાષ્ટ પાણી પીતાં, બાઝી, ભુલી પછી ભાન;
ત્યાંથી ગઈ ક્યાં? કોણે મુને કાઢી, તેની નથી શુદ્ધ સાન. ૭

વિશેષ અસલ લલિતા જુઓ.

રાગ.—બાળપણતો રમતા વિત્યું—એ ચાલ.

કમળાઃ—કાગળ શેનો છે આ થએલો, રૂધીર વાળો તમામ;
જીવઃ—પ્રભાવતીના નામનો છે એહ, મનની સરી નહીં હામ. ૧
દીકરી તેં તો વૃદ્ધ માબાપનાં ઉરને નદીધી ધીર;
મરી ગઈરે સંભારી સૈયર, થઈને વ્યાકુળ અધીર. ૨
નાગરિકોઃ—માર ગમેલો ભાઈજવાદ્યો, પ્રભાવતીને માંહ;
પ્રભાઃ—પ્રાણ સખી આ શું તને સુઝયું? મેલાપ નહીં કર્મ માંહ. ૩
દોડતી આવી સાસરેથી હર્ષે, લલીતા આવી જાણી;
હર્ષ ગયોરે ક્યાંઈ દબાઈ. કમકમાટ આ ભાળી. ૪
જાઉં ક્યાંને શું કરૂં સહીયર? ફાટી હ્રદય તો જાયે;
જીવઃ—પત્ર લે તારો, મન બેન મારૂં, રડતી જોઈ અકળાયે. ૫
પ્રભાઃ—વિત્યાની સર્વે વાત લખીછે, પણ મુખેનવ કાધી;
જીવઃ—કપટી થઈને માર્યાં અમને, શાંતિ પોતે લીધી. ૬
પ્રભાઃ—છાતી મારી દુઃખેથી આવી, ભરાઈરે ભરપુર;
વહેછે ભાઈ બેનો તમારી, આંખે આંસુપુર. ૭
સમજ્યું તેથી પ્યાર તમારો, લલિતા ઉપર ભારી;
પણ સમજજો સહન કરેછે, આમજ અગણિત નારી. ૮
કારણ તેનું સમજ તમારી, ચાલ નઠારા લીધે,
નિશાની દાખવી આ સખીએ મારી, કર્મ ઉપકારી લીધે.—૯
હ્રદય ચીરી દુઃખનું તેનું, હીંમત તમને બતાવી;
હત્યા આપી અમ, સર્વને માટે, સમજો સમજણ લાવી.—૧૦

## સવૈયો એકત્રીશો.

સ્ત્રીઓઃ—સત્ય વાતતે મનાય સર્વે, પ્રભાવતી જે વદી આવાર,
પ્રભાઃ—આવેછે ધિઃકાર તમારો, મારારે ઉરમાંહિ અપાર;
માટે મારૂં અંતર બળતું, ઠરશે નહિ વણ બોલ્યે ધાર,
સ્ત્રીઓઃ—ઉંચે આસન બેસી બોલો, જેથી સમજે મુર્ખ લગાર.—

## જુઓ અસલ લલિતા.

## પ્રભાવતી એ હિંદુઓનો બતાવેલો ધિઃકાર.

રાગ છાજીઆનો—શીદને આવ્યોતો મારે આંગણે—એ ચાલ.

**પ્રભા૦**—ધિઃકરે હિંદુભાઈ ધિઃકછે, ધિઃકરે નામ તમારૂં કસાઈરે.—ધિઃકરે.
ખોટી તમારી રીતથી, બાલો જીવતર અમારૂં કસાઈરે.—ધિઃકરે.
મરતાં મનુષ્યપર બેસીને, ખાઓ મિષ્ટ પકવાન ઓ કસાઈરે.—ધિઃકરે.
સારી બુદ્ધિ ત્યારે ક્યાંથકી, સારીકરણી ક્યાંથી હોય વેરવાઈરે.—ધિઃકરે.
પાર ઉતરણી એવીતો, જેવું મંડાણ જ્યાંથી હોય ઓ કસાઈરે.—ધિઃકરે.
અર્ધાંગના સ્ત્રી પુરૂષની, પણ આપો ભાગ નહિ લેશ વેરવાઈરે.—ધિઃકરે.
તેથીજ શંખિણી નિપજે, કરે કૃત્ય કુડાકુર ઓ કસાઈરે.—ધિઃકરે.
બાલક થાય તેનાં તેહવાં, બુદ્ધિ સારી ક્યાંથી થાયરે ઓભાઈરે—ધિઃકરે.
કોપશો તમે મારા બોલથી, પણ બળી બળી બોલુંછું હું ભાઈરે.—ધિઃકરે.
ફાંસાતો ગળે ઘાલે દુખણી, કેટલી ઝુરે દુઃખથી સોસાઈરે.—ધિઃકરે.
ઝેર ઘોલંતા દીઠી ઘણી, દીઠી કુવે પડંતા અપારરે કસાઈરે.—ધિઃકરે.
તોપણ દયા નથી આવતી, મનુષ્ય હત્યારા માનવી કસાઈરે.—ધિઃકરે.
ધારા સ્વયંવરના જુના, કરો ચાલતા ફરીએ જરૂરરે ભાઈરે.—ધિઃકરે.
હક્કજે છીનાવે છોરૂના, તેને મારો વણમોતે તતકાળરે ભાઈરે.—ધિઃકરે.
ચેતી લલિતાના બોગથી, દુઃખથી અમને નિવારો ભાઈરે.—ધિઃકરે.
નહિંતો પ્રભુજી રીસાવીને, કરશે કોપ તમપર કાળો ભાઈરે.—ધિઃકરે.

ઋ આ અને બીજી કવિતાનો માત્ર સારજ નહિં પણ અસલ લલિતાની સર્વ ખુબી લઈ, મેં મારી મુર્ખાઈ પ્રસિદ્ધ કરીછે. રાજમાન રાજેશ્રી રણછોડ ભાઈની શૈલી પાસે મારી શૈલી વટાવમાં જાય એવી ખાત્રિ હોવાથી જ્યાં ત્યાં તેમના લખાણનો ઉતારો કર્યો છે. ત્યાં આગળ સર્વ કોઈ દયા દૃષ્ટિથી જોશો, શિવાય બીજી મારી અપુર્ણતા માટે ખચિત હું અતઃકર્ણ પુર્વક ખેદ પામુંછું. જેથી વિવેક સદ્દગૃહસ્થો મારી અજ્ઞાનતા અને મુર્ખાઈ સામું નહિં જોતાં દયા દૃષ્ટિથી જોશે એટલે નિરાશ્રિતને આશ્રય મળ્યો એમ મનાશે આ પુસ્તક વિશે મારી ઉત્કંઠા માત્ર એવીજ છે કે. ગિતી.

સંતોકે વિદ્વદજન, તો ગૃહિતાર્પણને યોગ ગણો માન;
જેની કૃપાથી મેળ્યું, કાવ્ય કળાનું કિંચિત મેં જ્ઞાન.

P. J. Seth.

સમાપ્ત.

